મવલાના

# મુહમ્મદઅલી:

ટુંક જીવન-સાર અને ચરિત્ર-ચિતાર

[ જુદા જુદા જીવન-પ્રસંગોના
૧૨ ફોટાઓ સહિત ]

અનેક અપ્રસિદ્ધ બિનાઓ અને બનાવો અને બાતમીઓથી

ભરપુર, સવિસ્તર ચર્ચાઓ અને પ્રથક્કરણો

આપતું મવલાના મર્હૂમનું પહેલું

સટિક અને સચિત્ર

જીવન અને ચરિત્ર



લખનારઃ-મુનાદી.

પ્રકાશકઃ-એમ. એફ. સૈયિદ

ભાગાતાલાબ રોડ, સુરત.

[ કીમત ૭ આના પોસ્ટ ફ્રી ]

પ્રથમાવૃત્તિ

પ્રત ૨૦૦૦

[ ૧૩૪૯ હિજરી-ઇસ્વી ૧૯૩૧ ]







મુદ્રક:-અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયિદ
મુદ્રણાલય:-મુસ્લિમ-ગુજરાત પ્રેસ,
ભાગાતાલાબ રોડ, સુરત.
પ્રકાશક:-એમ. એફ. સૈયિદ
ભાગાતાલાબ રોડ, સુરત..

بسم الله الرحمن الرحيم

# હેતુ સંબંધી બે શબ્દો



હિન્દી જનતા પણ અને મુસ્લિમ–દુન્યા પણ છેલ્લા વીસ વર્ષથી ચેતન પામી છે અને જાગૃતિમાં આવી પોતાનાં ઘડતર ઘડી રહી છે. પરિવર્તનો થઈ રહયાં છે, પલટાઓ લેવાઈ રહયાં છે, સિદ્ધાંતો ફેરવાઇ રહયા છે અને ટુંકમાં દિશે દિશ અને ક્ષેત્રે ક્ષેત્ર, તે સઘળું થઈ રહયું છે જે, એક દેશ અને પ્રજાના જીવન–ઇતિહાસના યાદગાર પ્રકરણો લેખી સકાય. વસ્તુતઃ હિન્દ અને હિન્દ સહિતનું મુસ્લિમ જગત્–દુન્યા આખીનો અડધો ભાગ!–એક પોતાની પરતંત્રતાની બેડીઓ તોડવા અને બીજો આઝાદી સાથે ગુમાયલું પાછું મેળવવા, ઇતિહાસ બનાવી રહ્યું છે.

આ ઉભય મંથનોના મુખ્ય નાયકોમાંના એક, આ જીવન ચરિત્રના નાયક છે. અને એજ વીસ વર્ષનો અરસો તેમના ઝાહિર જીવનનો પણ અરસો છે. એ જીવનના વીસ વર્ષ, એ બે ચળવળો–ઇસ્લામી અને હિન્દી–ના વીસ વર્ષ સાથે અભેદ રીતે ગુંથાયલા, છૂટા ન પાડી સકાય એટલા ઓતપ્રોત છે. મવલાના મુહમ્મદ્ અલીનું જીવન, એ અરસાના હિન્દી અને ઇસ્લામી ઇતિહાસનું મિશ્રણ ઘણુંજ ઉપર

જથામાં લીધા વિના લખાય કે આલેખાયજ નહિ; એ ઇતિહાસ, મવલાના મુહમ્મદ્અલીના એ અરસા-એટલે તેમના લગભગ પૂરેપૂરા જાહિર જીવન-ના બનાવો, પરિચયો, પ્રસંગો સમાવ્યા વિના ચર્ચાય કે કલ્પાયજ નહિ. "ફના ફિલ મુલ્ક" અને "ફના ફિલ મિલ્લત" તે એનું નામ! વીસ વર્ષનો ટુંક સમય અને આવાં બે વિશાળ કાર્ય-ક્ષેત્ર! ઘણાઓ સાઠ કે એંસી વર્ષમાં જેટલું કરી સકે છે તેટલું એમણે વીસ વર્ષમાં ન કર્યું હોત તો, એ સંભવિત પણ હતું કે? અશાન્ત અને અવિશ્રાન્ત ઝિન્દગી એનાથી બહતર કઇ હોઈ સકે?

જે ઈતિહાસ બનતો ઘડાતો હોય તે લખાઇ સકાય નહિ. જે પ્રજા (નસ્લ) તે ઘડતી હોય તે પ્રજા તે લખી સકે નહિ. એ સિદ્ધાંત સર્વમાન્ય છે અને સ્પષ્ટ છે. ઈતિહાસનો પાયો સત્ય અને હકીકત ઉપરજ ચણાયલો હોય. ઈતિહાસ લેખન નિષ્પક્ષી અને અતિશયોકિતથી મોકળું હોવું ઘટે. અને ઈતિહાસ ભજવનારા પાત્રો જીવતા હોય ત્યારે, ઇતિહાસ ભજવાતો દેખનારા પ્રેક્ષકો મવજૂદ હોય ત્યારે એ સંભવિત નથી. અતિશયોકિત થઇજ જવાની. અસત્ય અને પક્ષપાત દેખાઇજ રહેવાના. અન્યાયો ઠોકાઇજ પડાવાના. જાણ્યે કે અણજાણ્યે, નિજથી કે પરથી માનવ સ્વાર્થ હર હાલતમાં અનિવાર્ય હોયજ. અને એ પણ એક વાત છે કે ભજવનાર અને જોનાર, પાત્ર અને પ્રેક્ષક માટે એ ઇતિહાસ લેખન ઝુરૂરી પણ કયાં છે? તેઓ દેખાડયા અને દેખ્યાનો અનુભવ લઈ રહ્યા છે. ઈતિહાસ જ્ઞાન તેમની સમક્ષ સાક્ષાત અને પ્રત્યક્ષ છે. લેખનદ્વારા કે વાચનદ્વારા તે પ્રાપ્ત કરવાની હાજત ક્યાં રહે છે? ઈતિહાસ ત્યારે ભાવિ પ્રજા માટે છે. આજનું વર્તમાન ગઈ કાલનું ઉંડુ ભૂત થયા પછીજ તેની ઝુરૂરત પણ ઉપસ્થિત થાય

છે અને તે શુદ્ધ હકીકતના રંગોમાં ચિત્રી પણ સકાય છે. બેશક, એ ભૂત, ભુંસાઈ ગયું હોય એટલું ઉંડું ન હોવું જોઈએ.

ત્યારે, વાંચકો સમજી સકશે કે આજનો જે ઈતિહાસ લખવાનો આજે સમય અને પ્રસંગ નથી, આજનો જે ઈતિહાસ લખાવવો આજે શક્ય નથી તે ઈતિહાસમાં જે જીવન તરઓડ છે તે તો લખીજ ક્યાં સકાય? તેથીજ મવલાના મગ્ફૂરનું જીવન ચરિત્ર, પૂરૂં સટિક અને ઐતિહાસિક જીવન ચરિત્ર હમણા લખાવવું અસ્થાને પણ છે અને અસંભવિત પણ છે. તે હમણા લખી સકાયજ નહિ. મને વિશ્વાસ છે કે કોઇ તે હમણા લખવાનો સાહસ પણ ખેડશે નહિ અને બાહિર પાડવાની ઉતાવળ પણ કરશે નહિ. કોઇએ હામ ભીડી તો, ઘણાઓની સ્થિતી કઢંગી થઈ પડવાનો ભય, સમકાલીનો અને સહચરોને અન્યાય થવાનો સંભવ, ખુદ મવલાનાની રૂહને ઘણી રીતે સદમો પહોંચવાની બ્હીક, ખૂબીઓ અને ખામીઓ બંને વિષે મુબાલિગાઓ થવાનો ખવફ વગયરહ, વગયરહ રહે છે. વળી સટિક ન હોય, પ્રમાણિક પ્રથક્કરણો નહોય તો એ ઈતિહાસ કે જીવન ચરિત્ર લખાયાનો ફાયદોજ શો? અને મુહમ્મદ અલી સાહબના કાર્યક્ષેત્રમાં ચળવળો, કાર્યક્રમો, સુધારાઓ અને અખ્તરાઓ હજી ચાલુ છે અને અધૂરા છે. તેમણે બિલ્કુલ અધવચ્ચેથી મવતના ટાળી નહિ સકાય એવા આમંત્રણને સ્વિકારી લીધું છે. એટલે ટીકાઓ શા ઉપર કરાય અને પ્રથક્કરણો શેના થાય?

વળી, તીક્ષ્ણ મતભેદો, વાટાઘાટો, સહકારી અસહકારી પક્ષો વચ્ચેના વિખવાદો અને કડવાશોની ભીડમાં દેશ આજે મુહમ્મદઅલીના શોકમાં ડુબ્યો છે. મુસ્લિમ હક્કો અને માગણીઓની આઝાદ હિન્દમાં શી વલે થશે તે જેમ કોઇ જાણતું નથી તેમ આઝાદીની અસહકારી

ચળવળ કેવું રૂપ લેશે તે પણ કળી સકાતું નથી. મુહમ્મદઅલીની યાદ અને શાન, પદ્વિઅને કિર્તિ ગમે તેવી આકરી ટીકા અને તુલનાઓ સાથે ટક્કર ઝીલી અને બાથ ભીડી સકે છે. તેમનું કામ કોઈ પણ કસોટી ઉપર ચઢી સકે છે. તેમની ઐતિહાસિક અમરતા ભવિષ્યની પ્રજાઓ માટે સલામત છે. ભવિષ્યની અવલાદ માટે તેમના કામનું માપ કાઢવાનું અમાનત તરીકે રહેવા દો.

તેથીજ, દેશમાં અને બાહિર અનેક ઝબાનો અને પ્રતોમાં તેમને અપાતી ખંડણીઓ અને અંજલિયો પેઠે, તેમની દોરાતી જીવન રેખાઓ અને તુલનાઓ પેઠે, તેમના કરાતા પરિચયો અને લખાતા રેખા ચિત્રો પેઠે આ પૃષ્ઠો દ્વારા રજૂઅ થતું અવલોકન પણ કેવળ સામયિક અને કામચલાઉ છે. એક વીર સેવક—સરદારની યાદ ઉજવવા સિવાય તેનો બીજો કશો ઉદ્દેશ કે આશય નથી. હોય, તો એક અંગત મિત્ર—કોઈ વેળાએ સહચર, કોઇ વેળાએ વડીલ અને કોઈ વેળાએ ભાઈ સમાન મિત્ર—ના વિયોગના તાઝાં ઝખ્મો ઉપર આ યાદો અને યાદીઓદ્વારા શોકનું નમક છાંટવાનો સ્વાર્થ છે અને બસ.

કદાચ આ અભ્યાસ હજી સ્હેજ વિસ્તારાયો હોત તો ઠીક થાત. હું સ્હેજે તેમ કરી સકયો હોત. પણ ઉપર લંબાણથી દેખાડી આવ્યો છું તેમ એ સઘળું હાલ અસ્થાને અને કમોકે છે. છતાં એમાં વાંચકોને, ઘણી વિસરાઇ ગયલી વિગતો અને કેટલીક નહિ જણાયલી વાતો પણ મળશે. એ બને, હિન્દમાં ચાલૂ માસ દરમિયાન પ્રગટ થયલી ડઝનો ડઝન જીવન રેખાઓમાંની એકમાંપણ આપવામાં આવી નથી.

હા, બીજી પણ સંખ્યાબંધ રસીલી બિનાઓ એટલા માટે જતી કરવી પડી છે કે **મુસ્લિમ—ગુજરાતી સાહિત્ય કાર્યાલયના** વ્યવસ્થાપક

સાહબે સમય અને સ્થળ ઉભયની કાયદો ઑર્ડિનાન્સી દીધી હતી. મોડામાં મોડું પુસ્તક ૨૭ મી રમઝાને પ્રસિદ્ધ થઇ જવુંજ જોઈએ; સોળ પેજીના ૭ ફૉર્મથી વધુ લેખન નજ આવે. જીવન ચરિત્ર કોનું લખવાનું ! મવલાના મુહમ્મદઅલી જેવાનું. તે આટલીજ હદમાં અને સિફારિશસર રમઝાન શરીફ દરમિયાન, અને બીજી પ્રવૃત્તિયોની મધ્યમાં. ખુબ ! છતાં, બનતું કર્યું છે, નિયમિત કાર્ય–સમાપ્તિ પણ કરી સક્યો છું; ઘણેભાગે રાતના ઉજાગરાઓ કરીને. મને લાગે છે કે હું છેક નિષ્ફળ નથી નીવડયો છતાં,

(૧) ખિલાફત પ્રકરણ.

(૨) નઝરબંદી પ્રકરણ.

(૩) કયદ પ્રકરણ.

(૪) પૅન–ઇસ્લામી મુહમ્મદઅલી.

(૫) ખાનગી ઝિન્દગી–માણસ તરીકે.

એ પ્રકરણો સમુળગાં છોડી દેવાનો મને શોક છે અને છેવટની તુલના પણ હદપારની ટુંકાવી દેવી પડી છે તેનો પણ અફસોસ છે કેટલાક વાંચકોને કદાચ યાદ હશે કે મ્હારા મર્હુમ અઝીઝ મુન્શી સૈયિદ મુસ્તફા સાહબના આગ્રહથી મ્હેં ૧૯૨૦માં આ જીવન લખવાનું કબુલેલું અને તેના પ્રાથમિક પ્રકરણો તેમના "વફાદાર" ના એક ખાસ અંકમાં સચિત્ર છપાયાં પણ હતાં. તેમાંના કેટલાકના ફોટો બ્લોકોના તાત્કાળિક અને ઉદાર ઉપયોગ માટે મ્હારા પ્રિય ભાઈ અને "ઇન્સાફ" ના માલિક–તંત્રી મુન્શી ફતહખાન સાહબનો આભાર માનું છું. તે વેળાએ મ્હેં ભેગી કરેલ પુષ્કળ સામગ્રીમાંથી આ પૃષ્ઠોમાં કેટલીકનો ઉપયોગ કર્યો છે અને ઘણી હજી એમજ અણુ–વપરાઇ પડી છે.

"ઈન્સાફ" કાર્યાલયમાંથી મળેલ ફોટાઓ ઉપરાંતના આ પુસ્તકમાં દેખાતા સઘળા બ્લોકો, ખાસ એનેજ માટે બનાવવામાં આવ્યા છે.

મને કહેવામાં આવ્યું છે કે આ પુસ્તકની કીમત, જો તેમાં આવા સ્વદેશી, બાંબુના એન્ટિક કાગળો નહિ વપરાયા હોત તો હજી પણ ઓછી રાખી સકાત.

હું આશા રાખું છું કે મુસ્લિમ-ગુજરાતને એ પસંદ પડશે.

**વસ્સલામ.**

**વમા તવફીકી ઈલ્લા બિલ્લાહ.**

અને મ્હારી તવફીક અલ્લાહ સિવા અન્ય કોઇ પાસેથી નથી.

બાગાતાલાબ રોડ,
**સુરત.**
૨૫ રમઝાનુલ મુબારક,
૧૩૪૯ હિજરી, નબવી

મિસ્કીન,
**મુનાદી**

સીના હમારા ફ઼િગાર દેખિયે, કબતક રહે?
ચશ્મ યે ખૂંનાબાબાર દેખિયે, કબતક રહે?

ઇશ્ક? સો વો ભી તિરા? સબ્ર તલબ હય બહુત!
સબ્ર હમારા શુઆર દેખિયે, કબતક રહે?

હક઼ કી કુમક એક દિન આહી રહેગી, વલે
ગર્દમેં પિન્હાં સવાર દેખિયે, કબતક રહે?

દીનપે દુન્યા ફ઼િદા કરતે રહે મુદ્દતોં?
કુફ઼્રપે ઇમાં નિસાર દેખિયે, કબતક રહે?

માતમે **શબ્બીર** હય, આમદે **મહ્દી** તલક;
કવમ્ અલી સોગવાર દેખિયે, કબતક રહે?

—મુહમ્મદ અલી.

# ૧

## વર્ષાવળી

આ ત્રેપન વર્ષની અત્યંત રસીલી અને જોશભરી ઝિન્દગી ઉપર–જેણે મુસ્લિમ–હિંદમાં સ્વમાનનું નવું ચેતન અને સમસ્ત હિંદમાં આઝાદીનું નવું જીવન રેડયું–પહેલાં એક તારીખી ઉપલક નજર નાખી લેવી મુનાસિબ થઇ પડશે, કે જેથી તેના જુદા જુદા સ્વરૂપોનું એક સામટું ભાન પણ થઈ જાય અને હવે પછી આવનારાં પ્રકરણો અને પૃષ્ઠો વાંચતી વેળાએ, એ બનાવો અને તેનો સમય લક્ષમાં રહે–એક મુખ્તસિર વર્ષાવળી દ્વારા દર્શન કરાવી દેવું ઠીક પડશે. એવી વર્ષાવળીઓ ઘણી વાર જીવન ચરિત્રો અને ઇતિહાસ–પુસ્તકોમાં છેવટે આપવાની રૂઢિ હું સમજી સકતો નથી. મને તો તે આરંભમાંજ અપાવી જવી વધુ ઉપયોગી લાગે છે. આ લ્યો ત્યારે:–

<u>પહેલો દવર</u>

**૧૮૭૮**–રામપુર ખાતે જન્મ.

**૧૮૭૯**–પિતા અબ્દુલ્અલીનો ૩૩ વર્સની જવાન વયે ઈન્તિકાલ, જે વેળા એમની પૂરા એક વર્ષની વય ન હતી. શવકત અલીની ઉમ્ર સાત વર્ષની અને મ્હોટા ભાઈ ઝુલફિકારઅલીની તેર વર્ષની હતી. વિધવા માતા બાનુ આબાદીબેગમને માથે એ ત્રણેની તઅલીમ અને તર્બિઅત ઉપરાંત ત્રણ પુત્રીઓને પોસવાની ફર્ઝ આવી પડી અને વારસામાં પતિએ છોડેલ જાગીરને માથે પાંત્રીસથી સાડત્રીસ હઝાર રૂપીઆનો કર્ઝ ! બેગમ પોતાની ઉમ્રના ૨૭મા વર્ષમાં હતાં.

૧૮૮૭–મુહમ્મદઅલી અલીગઢ કોલેજમાં દાખિલ થયા. પ્રિન્સિપાલ મોરિસનના ટુંક મુદ્દતમાં માનીતા વિદ્યાર્થિ થઈ ગયા. "અલીગઢ મન્થલી" માં તેમના લેખો અને કોલેજમાં તેમના નિબંધો પ્રસિધ્ધ થવા અને પંકાવા લાગ્યા.

૧૮૯૬–અલાહબાદ યુનિવર્સિટીની બી. એ. ની પરિક્ષા પહેલે નંબરે માન સહિત પસાર કરી.

૧૮૯૮–રામપુર રાજ્યના વડા વઝીર નવ્વાબ ઇસ્હાકખાન સાહબની સહાય અને સિફારિશથી સિવિલ સર્વિસની પરિક્ષા માટે ઇંગ્લેન્ડ મોકલવામાં આવ્યા, જ્યાં ઑાકસફર્ડની લિંકન કોલેજમાં દાખિલ થયા.

૧૯૦૧–સિવિલ સર્વિસ (I. C. S.)ની પરિક્ષામાં નાપાસ થયા.

૧૯૦૨–હિન્દ વાપિસ ફર્યા અને રામપુર રાજ્યના કેળવણી ખાતાના વડા નીમાયા. પરંતુ તરતજ અને તેજ વર્ષે પાછા વિલાયત, પોતાની છેલ્લી B. A. ની પરિક્ષા પસાર કરવા ગયા. મે માસમાં ત્યાં પહોંચ્યા અને તેજ માસમાં પરિક્ષા આપી બીજા વર્ગમાં માન સહિત પસાર થયા અને દેશ પાછા ફર્યા.

બીજો દવર્

૧૯૦૩–વડોદરા આવી ગાયકવાડ સરકારની નોકરીમાં જોડાયા.

૧૯૦૪–મુસ્લિમ યુનિવર્સિટીની યોજના સંબંધી એક ઉપયોગી લેખ અહમદાબાદ મુસ્લિમ કેળવણી પરિષદમાં, અને ઑાલ ઇન્ડીઆ મુહમ્મદન એડયુકેશનલ કોનફરન્સની લખનૌની બેઠકમાં વાંચ્યો.

૧૯૦૬–નવ્વાબ વિકારૂલ મુલ્ક સાથે મળીને ઑાલ ઈન્ડિયા મુસ્લિમ લીગની સ્થાપના કરી.

<u>ત્રીજો દ્વાર</u>

૧૯૧૧–કલકત્તાથી "કોમરેડ"નો પ્રથમ અંક તા. ૧૪ મી જાન્યુઆરીએ પ્રસિદ્ધ થયો.

૧૯૧૨–"કોમરેડ" કાર્યાલય કલકત્તાથી દિલ્હી ખસેડવામાં આવ્યુ; કોમરેડ ત્યાંથી પ્રસિદ્ધ થવા માંડયું.

૧૯૧૨–ડો. અનસારી સાથે ઓલ ઈન્ડિયા મેડિકલ મિશન તુર્કી મોકલ્યું, બલ્કાની યુદ્ધને અંગે.

૧૯૧૩–"હમદર્દ" (ઉર્દૂ દૈનિક) ચાલુ થયું. કાનપુર મસ્જિદવાળો બનાવ, સૈયિદ વઝીર હસન સાથે ઈંગ્લેન્ડ, બ્રિટિશ પ્રજા મત કેળવવા, અને વઝીરોને સમજાવવા ડેપ્યુટેશન તરીકે ગયા.

૧૯૧૪–"Choice of the Turks" વાળો લેખ "કોમરેડ" ના ૨૬મી સપટેમ્બરના અંકમાં પ્રસિદ્ધ થયો. "કોમરેડ"ની રૂા. ૨૦૦૦ની ઝમાનત ઝબ્ત થઈ.

૧૯૧૫–એ માસમાં ભવલાના શવકતઅલી સાથે નઝરબંદ થયા.

૧૯૧૬–નઝરબંદીના વાજબીપણા યા ગયર વાજબીપણા વિષે તપાસ કરવા ધારાસભાએ કમીટી નીમી. એજ સાલમાં સરકારે અમુક શરતોએ બંને ભાઈઓને છોડવાની મરજી દેખાડી, તેમણે એ કુબુલવા સાફ ના પાડી.

૧૯૧૯–આઝાદ થયા. (ડિસેમબર તા. ૨૫)

૧૯૨૦–સવિનય ભંગની ચળવળમાં ગાંધીજી સાથે શામિલ થયા. ખિલાફત ડેપ્યુટેશન લઈ માર્ચ માસમાં વિલાયત ગયા અને ડિસેમ્બરમાં પાછા ફરી "અસહકાર"માં જોડાયા.

૧૯૨૧–ગાંધીજી સાથે આખા દેશમાં ફર્યા, અપૂર્વ માન મળ્યું અને લડતને અપૂર્વ જોમ અપાવ્યું. પકડાયા, ( શવકતઅલી અને

બીજા ચાર સહિત ) કરાંચીમાં મશહુર મુકદ્દમો ચાલ્યો અને બે વર્ષની સખ્ત સઝા થઈ.

૧૯૨૩-કેદમાંથી છૂટયા, અને કહ્યું કે, "ન્હાની જેલમાંથી નીકળી મ્હોટી જેલમાં આવ્યો છું. મહાત્માજીને કાઢવા, યરોડા જેલની ચાવી ગુમ થઇ ગઈ છે તે શોધી રહ્યો છું" એજ સાલ કોકોનેડા ખાતે ભરાયલી કોંગ્રેસના પ્રમુખ થયા.

૧૯૨૪-દિલ્લી ખાતે ભરાયલી ઑલ પાર્ટીઝ કોન્ફરન્સના પ્રમુખ થયા.

૧૯૨૫-"કોમરેડ" અને "હમદર્દ" ફરીવાર ચાલુ કર્યા.

૧૯૨૭-તનદુરસ્તી અર્થે વિલાયતની સફર. નેહરૂ રિપોર્ટનો વિરોધ.

૧૯૩૦-અવાર નવારની બીમારીઓ, અવારનવારની કડવી લેખન અને ભાષણ ચર્ચાઓ, રાષ્ટ્રિય ચર્ચાઓ, રાષ્ટ્રીય ચળવળનો અને કાનૂન-ભંગનો આરંભ, મુહમ્મદઅલીનો વિરોધ અને અળગાપણું. પ્રજામાં ભારે અપ્રિયતા, રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ માટે રવાનગી.

૧૯૩૧-લંડનમાં તા૦ ૪ થી જાન્યુઆરીએ હિન્દુ-મુસ્લિમ સમજૂતી માટે મોડી રાત સુધી સુચનાઓ લખ્યા પછી ૭ કલાકની બેહોશી પછી મરણ. (રહમતુલ્લાહિ અલયહ.) ઇન્ના લિલ્લાહિ વઇન્ના ઇલિહિ રાજિઉન.

---

૧૮૭૮ અને ૧૯૩૧ વચ્ચેના પર વર્ષના અરસાની એમની જિન્દગીના ત્રણ દવર પાડી સકાય.

(૧) બાળપણ અને કેળવણીનો દવર જે ૧૮૭૮ થી ૧૯૦૨ સુધી ૨૪ વર્ષનો છે.

(૨) નોકરીનો અને તૈયારીનો દવર જે ૧૯૦૨ થી ૧૯૧૧ સુધી એટલે ૯ વર્ષનો છે, અને ત્રીજા દવર માટેની તૈયારીનો અરસો છે અને,

(૩) આખિર ઝિન્દગીનો દવર જે ૧૯૧૧થી ૧૯૩૦ સુધી એટલે ૨૦ વર્ષનો છે અને બેશક સૌથી અગત્યનો દવર છે.

આ ભાગમાં હું પહેલાં, બે દવરોની હકીકત ટુંકમાં અને ઉતાવળે આપી જવા અને છેલ્લા દવરને બાકીના ભાગોમાં વિસ્તારી દેવા ઇચ્છું છું.

# ૨

# વિદ્યાર્થી

## માતાનો નિશ્ચય

બાનુ આબાદી બેગમ—જેમને "બી અમ્મા" ના નામથી હરકોઇ ઓળખે છે—એવી જનેતા હતા જેમને ખોળે નેતાજ ઉછરે. સત્તાવીસ વર્ષની જવાન વયે રંડાપો પામવો અને વારસામાં પાંત્રીસ હઝાર રૂપીયાનું ખાવિંદનું દેવું મેળવવું, ત્રણ છોકરીઓને પોષવાની અને ત્રણ છોકરા કેળવવાની જવાબદારી ઉઠાવવી અને એ સઘળામાંથી સફળતા સહિત પાર ઉતરવું એજ એના હૈયાની અસાધારણ હામની અને એના દિમાગની અનેરી બાહોશીની દલીલ છે. તેનેજ પરિણામે મુલ્ક અને મિલ્લતને ઝુલફિકાર અલી જેવા વિદ્વાન અને મુહમ્મદ અલી શવકત અલી જેવા વીર સેવકો મળ્યા.

બંને ન્હાના ભાઈઓને બરેલીમાં પ્રાથમીક તઅલીમ પુરી કરાવી બી અમ્માંએ તેમને અલીગઢ કોલેજમાં મોકલ્યા. નિર્વાહ મુશ્કિલથી ચાલતો હતો છતાં પોતાની આમદનીની છેલ્લી પાઈ પણ એ બંનેની કેળવણી ઉપર ખર્ચી નાખવાનો માતાનો નિશ્ચય હતો. ખર્ચમાં કરકસર કરવા માટે તથા પુત્રોની નિકટ રહી તેમની કેળવણી ઉપર ઝાતી દેખરેખ રાખવા માટે તેઓ રામપુર ત્યાગી અલીગઢ રહેવા આવ્યા.

## અલીગઢમાં

કોલેજના, મુહમ્મદઅલી પનોતા પુત્ર થઈ ગયા. પ્રિન્સિપાલ મોરિસનના માનીતા હતા અને સહચરોના પ્રિય હતા. અલીગઢના પારણામાં, મુસ્લિમ હિન્દના આવતી કાલના માનીતા ફરઝન્દનાં અનેક લક્ષણો સ્પષ્ટ દેખાવા લાગ્યા. તેમના નિબંધો અસામાન્ય કાબિલીયતની સાક્ષી પુરતા હતા. કોલેજના માસિકોમાં તેમના લેખો, મોટેરાઓમાં પણ માનની દૃષ્ટિયે દેખાતા હતા અને આવનાર " તંત્રી " ની અગમચેતી આપતા હતા. ૧૮૯૬ માં બી. એ. થયા અને આખી અલાહબાદ યુનિવર્સિટીમાં પહેલા આવ્યા. નવ્વાબ ઇસ્હાકઅલીખાન, હમણા રામપુર રાજ્યના વડા વઝીર હતા. દૂરના સગા પણ હતા અને કુટુમ્બના મિત્ર પણ. મુહમ્મદઅલીની કોલેજ–કારકિર્દિ જોઈ રહયા હતા. તેમણે એક વર્ષ પછી પોતાની સિફારિશ અને સહાયથી તેમને, સિવિલ સર્વિસની પરિક્ષા માટે વિલાયત મોકલાવી દીધા.

## ઑકસફર્ડમાં

અહીં ઓકસફર્ડની જગપ્રસિદ્ધ વિદ્યાપીઠની લિંકન કોલેજમાં તેઓ દાખિલ થયા. ઓકસફર્ડ જીવન, અલીગઢ જીવનનું પુનરાવર્તન સિધ્ધ થયું—અને ઘણુંજ વધારે શાનદાર પુનરાવર્તન સિધ્ધ થયું. મુહમ્મદઅલીની સાહિત્ય-પ્રવૃત્તિયોએ, મુહમ્મદઅલીની પ્રિયતા અને ખ્યાતિ વિદ્યાપીઠ–વર્તુલમાં ચોમેર પ્રસારી દીધી. તેઓ " ઓકસફર્ડ સાહિત્ય મંડળ " નામની મશહુર સંસ્થાના સેક્રેટરી ચુંટાયા. કોઇ હિન્દીને કદી એ પદ્વિ મળી ન હતી અને તેમની પછી પણ આજ પર્યંત કોઈ હિન્દી એ માન મેળવી સક્યો નથી. તેમના કેટલાક નિબંધોએ, ઓકસફર્ડના વિદ્વાનોનું ખુબ ધ્યાન ખેંચ્યું હતું અને તેમની પ્રસંશાની અંજળીઓ પ્રાપ્ત કરી હતી. મુહમ્મદઅલીને

મુહમ્મદ અલી

જીવન સાર
અને
ચરિત્ર ચિતાર

ઑક્સફર્ડના બી. એ.

૧૯૦૨



મુહમ્મદ અલી

જાણીતા ફારસી ભાષાના પ્રોફેસર એડવર્ડ બ્રાઉનના અને મશહુર સાક્ષર ડૉ. એ. એચ. એલ. ફિશરના માનીતા શિષ્ય હોવાનું ભાગ્ય પ્રાપ્ત થયું હતું. ડૉ. ફિશર પાછળથી બ્રિટિશ પ્રધાન મંડળમાં પણ દાખિલ થયા હતા અને કેળવણીના વઝીર નીમવામાં આવ્યા હતા. કોણ જાણતું હતું કે ૧૯૨૦ના ખિલાફત ડેપ્યુટેશનનો પ્રમુખ, ડૉ. ફિશરનો માનીતો શિષ્ય મુહમ્મદઅલી હશે અને પોતાના ગુરૂ પાસે મુસલમાનોની માગણીઓ અને લાગણીઓ રજુઆ કરશે ? !

## આઈ. સી. એસ.માં નિષ્ફળતા

આઈ. સી. એસ. થવા મોકલાયલા મુહમ્મદઅલી માનસહિત અર્વાચીન યુરપી ઇતિહાસમાં બી. એ. તો થઈ ગયા, પણ આઈ. સી. એસ. ન થઈ સક્યા. કહેવાય છે કે તેઓ સાહિત્ય–વાચનમાં એટલો રસ લેતા હતા–અને તેથીજ તો તેમણે સાહિત્ય શિક્ષણ અને પ્રવૃત્તિ માટે પંકાયલી લિંકન કૉલેજનો આશ્રય લીધો હતો–કે આ પરિક્ષાની તૈયારી માટે જોઇએ તેટલો સમય તેમાંથી કાઢી સક્યા નહિ. ગમે તેમ હોય, તેમની નિષ્ફળતા, હિન્દની અને ઇસ્લામીઓની ખુશનસીબી હતી. જો તેમણે આ પરિક્ષા ન ખોઇ હોત તો આપણે તેમને ખોઇ દીધા હોત ! પળવાર મુહમમ્મદઅલીને હિન્દુસ્તાનના કોઇ ઝિલ્લાના "કલેક્ટર સાહબ" કિંવા ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ કલ્પી લો અને સમજી જશો કે "કરાંચીના આરોપી" અને "કરાંચીના કયદી" તરીકે ૨૦ વર્ષ પછી પંકાયો તે, આરોપી અને કયદી હોવાને બદલે કોણ હોત અને કેવા કેવાઓને ક્યાં ક્યાં મોકલત ! આ લખનારને ખુદ મુહમ્મદઅલીએજ એક વેળા કહ્યું હતું કે, "મ્હારી એ નિષ્ફળતા ઉપર મ્હેં પાછળથી મારી ઝાતને અનેક વાર મુબારકબાદીઓ આપી છે !" પણ જેણે સિધ્ધાંત અને પ્રમાણિક પણાને નામે ગાયકવાડી નોકરીને લાત મારી

અને જાવરાની વડી વુઝારતનો ઓહદો સ્વિકારવાની હા ન પાડી અને બીજા અનેક ઓહદાઓની લાલચ ન ગણકારી, તે શું ૧૯૨૦–૨૨ કે ૧૯૩૦–૩૧ માં કાંઇ જુદી વલણ ઇખ્તિયાર કરત ? શું તે લાઠીઓ અને સોટીઓના દવરમાં સંમત થાત ? દેશના ઉત્તમોત્તમ ફર્ઝન્દો અને સેવક સેવિકાઓને દેશપ્રેમના અપરાધ માટે જેલોમાં રીબાવત ? હું નિશ્ચયપુર્વક કહું છું કે, "નહિં." કોઇ "હા," કહેનાર હોય તો હું તેને માનપુર્વક કહું છું કે તેણે મુહમ્મદ્અલીને નથીજ ઓળખ્યા.

વિલાયતથી વાપિસ પાછા ફર્યા પછી મુહમ્મદ્અલી, રામપુર રાજયના કેળવણી ખાતાના મુખ્ય અફસર તરીકે થોડોક વકત રહયા અને પછી ગાયકવાડ સરકારની નવકરીમાં જોડાયા. મહારાજાના પાટવી કુંવર ફતેહસિંહ ઓકસફર્ડમાં મુહમ્મદ્અલીના સહચર હતા. એક લેખક એમ માને છે કે પ્રિન્સે મહારાજાને મુહમ્મદ્અલી વિષે કહયું હશે એ કેવળ બનવાજોગ છે. તેમનો ઝાહિર ઝિન્દગી શુરૂઅ કરવા અગાઉનો આ નવકરીનો દવર સાત વર્ષનો છે. તે સઘળો ગાયકવાડી સેવામાં–અને ગુજરાતમાં–પસાર થયો. (૧૯૦૩ થી ૧૯૧૧.)

## ૩

## નવકર

**ફરંગી શવક**

મુહમ્મદ્અલી આ વકતે ગદ્ધા પચ્ચીશીમાં હતા ! વય બરાબર પચ્ચીસ વર્ષની હતી. ખુબ રંગીલી તબીઅત હતી. ઓકસફર્ડથી તરતજ પાછા ફરેલા. એટલે ફેશન અને ફિરંગીયતનું તો પુછવુંજ શું ? દીવસમાં બે વાર દાઢી બોડતા હતા અને મુંછો હંમેશાં મીણબત્તી તીક્ષ્ણ અને કડક રાખતા હતા ! કયાં એ વેળાના મુહમ્મદઅલી અને કયાં

વીસ વર્ષ પછીના મુહમ્મદઅલી! અલ્લાહુ અકબર! શી "યહદી અંગ્રેજ! " ની શાન! હા, જેટલા આવકીન હતા તેટલાજ ઉદ્યોગી અને ચપળ પણ હતા. નવકરીની ફરજો ઘણી ચીવટથી અદા કરતા, અને અવકાશનો અવસર અભ્યાસ કે લેખનમાં, અલીગઢ–સેવામાં કે બીજી સ્થાનિક ન્હાની ન્હાની ઇસ્લામી ખિદમતોમાં પસાર થતો. શરીરે ખુબ રૂષ્ટપુષ્ટ હતા અને ખાવાનો બહુ શવક રાખતા હતા. એમના ખાવા વિષે દસ્તરખાન ઉપર કે મેઝ ઉપર મિત્રો તરફથી જયારે ઠેકડી કે ટકોરો થતી ત્યારે કહેતા, "મને ખુબ ખાવા દો; કારણકે હું ખુબ કામો કરવાની ઉમંગો પોષી રહયો છું." કેટલી સાચી આગમચેતી! ચયું નહિં.

## ગુજરાતમાં

વડોદરા રાજયની ચાકરીમાં મુહમ્મદઅલીએ અનેક ઉંચા ઓહ્દા ભોગવ્યા, પહેલાં તેઓ પ્રિન્સ ફતેહસિંહરાવના અંગત સેક્રેટરી હતા. પછી ગાયકવાડી અફીણ ખાતાના વડા નીમાયા. અહિં તેમણે એવા કરકસરીઆ સુધારા કર્યા કે મહારાજાની આ દિશામાં જયાં એક લાખ રૂપીઆની આવક પણ ભાગ્યેજ હતી ત્યાં તે વધીને સત્તર લાખ રૂપીયામાં થઇ ગઈ, અને તે એવી રીતે કે પ્રજાને એથી મુદ્દલ નુકશાન થયુ નહિં.

## ગુજરાતી અભ્યાસ

વડોદરાથી તેમની બદલી કડી પ્રાંતમાં કસ્ટમખાતામાં કરવા આવી અને સિદ્ધપુરમાં તેમણે ઘણું કરીને ત્રણેક વર્ષ ગાળ્યા. અહિંજ તેમનો ગુજરાતી ભાષાના અભ્યાસના અને તે બોલવાના મહાવરાનો પાયો નંખાયો. પાછળથી નવસારી પ્રાંતમાં આવ્યા ત્યારે એ અભ્યાસ અને મુહાવિરાએ એટલી તો તરક્કી કરી લીધેલી જણાઇ હતી કે તેઓ શુધ્ધ ગુજરાતી સારી રીતે લખી વાંચી, અને બોલી, સમજી લેતા હતા.

કડી પ્રાંતમાં રહ્યા તે દરમિયાન તેમણે ગુજરાતના ઘણા હિન્દુ મુસલમાન કુટુંબો સાથે સંબંધ બાંધ્યો અને ઘણી મિત્રાચારીઓ સાંધી. તેઓ અત્યંત લોકપ્રિય હતા. તેમના સમાગમ અને સહવાસમાં સહુ ન્હાના મોટા તેમને પ્રેમથી અને મમનુનીયતથી યાદ કરે છે. અને તેમના પ્રમાણિકપણાની કર્તવ્ય–પ્રેમની અને દેશાભિમાનની ઘણી ઘણી હકીકતો બયાન કરે છે; એમાંની એક બનેલ બિના, આ વીર નર સત્તાવીસ વર્ષની તરૂણાવસ્થામાં પણ પોતાના હૃદયમાં જાતિ અભિમાનની કેવી ધગશ પોષતો હતો તે દેખાડવા અહીં આપીશ.

## કર્નલ સાથે ટપાટપી

એક વક્ત મુહમ્મદઅલીના સ્ટેશન પર ટ્રેઈનની વાટ જોતાં પ્લેટફોર્મ ઉપર આમતેમ આંટા મારી રહ્યા હતા. બીજો એક કદ્દાવર લશ્કરી બાંધાનો અંગ્રેઝ પણ ત્યાં ફરી રહયો હતો. તેની સાથેના બે કુંવરો પાછળ પાછળ ઘણાજ અદબથી ચાલતા હતા. એકની વય આઠ કે નવ વર્ષની અને બીજાની અગિયારેક વર્ષની હશે. સાહબ વારંવાર પાછળ ફરી મ્હોટા કુંવરને ઘણીજ અશિષ્ઠ શૈલિમાં ભાંડતા હતા અને ધમકીઓ આપતા હતા. ગરીબ બાપડો કુંવર, ધ્રુજતો હતો અને ખામોશ નીચે શિરે ચાલ્યા કરતો હતો. તેનો ન્હાનો ભાઈ હળવે હળવે રડતો હતો. અને સાહબ પાછા જોતા હતા ત્યારે બ્હીકનો માર્યો છાનો રહી જતો હતો. સાહબના રોબદાબ ઉપરથી તેઓ જેમ કમીના અને હલકટ ખાનદાનના સાબિત થતા હતા તેમ, ટાપટીપ અને વર્તન ઉપરથી તેઓ કોઈ મ્હોટા અફસર છે એમ પણ જણાઈ આવતું હતું. એજ પ્રમાણે, બંને બચ્ચાઓની હાલત ઉપરથી જેમ તેમની નિરાધાર સ્થિતિનો ભાસ થતો હતો તેમ તેમના ચ્હેરાઓ ઉપરથી તેમનું ખાનદાની ખમીર પણ જણાઇ આવતું હતું.

મુહમ્મદઅલી ઉપલું વર્તન દેખી કંઈક સમજ્યા અને બહુ દુઃખી થયા. દૂર ઉભેલા એ લોકોના સામાન ઉપર પહેરો ભરતા ચપરાસી પાસે ગયા અને તેનાથી એ લોકો કોણ છે તેની ભાળ કાઢી હજી વધુ આશ્ચર્ય પામ્યા. સીધા પેલા તીસમારખાં "સાહબ" પાસે પહોંચ્યા અને તેને કહ્યું;

"માફ કરજો, મ્હારે તમારા તરંગોનો ભંગ કરવો પડે છે. તમે ભુલી જાવ છો કે તમે ગમે તેટલા મ્હોટા અફસર હોવ, અંતે પણ નવકર છો અને આ કુંવરો ગમે તેટલી કોમળ વયના હોય, તમારા લુણ-દાતા છે........."

"તમે છો કોણ? નકામા કંઇના!" સાહબે મુહમ્મદઅલીને વધુ બોલતાં રોકીને ડાંટ આપતાં કહ્યું, "વચ્ચે નહિ પડો, હું તમને સાંભળવા કે સાંખવા નથી માગતો."

"હું કોણ છું તે જાણવાનીજ ઇચ્છા હોય તો તે હમણા તુર્ત કહીશ. પણ તે તને ભારી પડી જશે." ગોરો જાંગલો થયો તો મુહમ્મદઅલી પણ રામપુરી પેટન્ટ થવા લાગ્યા, "હું કહું છું કે આ બાળકોના નવકર તરીકે વર્ત. શેઠાઈ દેખાડી કે અહિં અને હમણાજ ધૂળ ચાટતો કરી દઇશ. સમજ્યો કે? તું મને સાંભળવા નથી માગતો તો હું તને સંભળાવવા પણ નથી માગતો. તું મ્હારૂં સાંભળવાને પાત્ર પણ નથી, પરંતુ તું મને સાંખવા પણ નથી માગતો એ હદ બાહિર છે. ત્હારે મને સાંખવોજ પડશે. ટ્રેઇન આવતાં હજી અડધો કલાક લાગશે. અડધા કલાક લગી ત્હારૂં વર્તન મ્હારી ઇચ્છાનુસાર થવું જોઈશે."

"પણ આ તે શી દખલ?" સાહબના હોશ હવે કંઇક દુરસ્ત થયા અને તેઓ "પડયા ત્યારે નમસ્કાર કર્યાં" જેવી રૂઢિ ધારણ કરતા બોલ્યા, "તમારે જાણવું જોઇએ કે હું એ પ્રિન્સોનો શિક્ષક છું અને વાલી પણ. હું એમના વર્તન માટે જવાબદાર છું."

"હું પણ હાલ ત્હારો શિક્ષક છું. અને શિક્ષક થવા નહિ દઈશ તો શિક્ષા કરનાર બનીશ! અને એમના 'વર્તન માટે ત્હારી જવાબદારી?' આ ન્હાના (કુંવરને માથે હાથ ધરીને) નાં દુસ્કાં માટે કોણ જવાબદાર થશે?"

કાઠિયાવાડ રેસિડન્સીના આ મશહુર કર્નલ......હતા! એમની બેહુકમી ત્યાં કહેવતરૂપ છે. મુહમ્મદઅલી જેવા ઝાટકણી કાઢનારા અને ખળવારમાં પાધરા તીર જેવા બનાવી દેનારા એમને થોડાજ મળ્યા હશે.

## નવસારીમાં

કડી પ્રાંતથી નવસારી પ્રાંતમાં અને કસ્ટમ ખાતામાંથી મહસુલ ખાતામાં બદલી થઈ. મુહમ્મદઅલીના નવસારીમાં વીતેલ અઢી વર્ષ એમના જીવનમાં અત્યંત તૂફાની, અનેક ચળવળોથી ભરચક છે. નવકરીને લગતી, અલીગઢ કોલેજને લગતી, નવસારીના મુસલમાનોને લગતી, કાળી પરજના દળદર સુધારવાને લગતી, મુસ્લિમ યુનિવર્સિટીની યોજનાને લગતી, પોતાના લેખન-શવકો ફાળવાને લગતી વગયરહ વગયરહ અનેક ચળવળો.

## જામિઅ મસ્જિદના વકફો

નવસારીની જામિઅ મસ્જિદ ઐતિહાસિક છે અને શાહી અવકાફો વાળી. એ અવકાફ-ઝમીનો, ગામો અને મકાનો-સાહુકારો રહી રહીને હોઇઆં કરી ગયા હતા. મુહમ્મદઅલીની જાણમાં એ બિના આવી. અને તેમણે તરતજ એ તપાસ ઉપાડી લીધી. તપાસે ઘોર અન્યાયો અને ખિયાનતો સિદ્ધ કર્યાં. પચાવેલ પાછું પાડવાની કોશિશો શુરૂઅ થઈ. માશાઅલ્લાહ, નવસારીના મુસલમાનો! મુહમ્મદઅલી ન હોત તો એ જોનારજ કોણ હતો. એ ન હોત તો એ કામ ઉપાડનારજ ક્યાં હતું? એટલે હાથેજ એ કામ એમને કરવાનું હતું.

અને કર્યું પણ, અણુથક થઇને અને મંડયા રહીને કર્યું. મહીનાઓના વર્ષો થયા છતાં જંપ ન લીધો. મસ્જિદને તેનું લગભગ સઘળું પાછું મળ્યું. સાહુકારો અને બાઈ વધેલાઓને સઘળું ઓકવું પડયું. મકાનો, ઝમીનો, ખેતરો સઘળુંજ, લાખોની મિલ્કત પાછી ઘરભેગી થઈ અને હઝારોની આમદની; એતો એક તરફ. બીજી બાજુ, મહમ્મદ-અલીના ઝાતી દુશ્મનોનું એ અંગે પયદા થયલું મુંડીવાદીઓનું દળ!

## "મ્હારા બાપની કુબ્ર છે!"

સ્ટેશનથી શહેરમાં જતાં, એક ન્હાની સરખી કબ્ર-દરગાહ-છે. બોર્ડીંગના કામ માટે એની ઝમીન જોઈતી હતી. અને કબ્રનો હિસ્સો સુદ્ધાં તેમાં આવી જતો હતો. તે ખાલસા કરી લેવાનો ઠરાવ થયો. મુહમ્મદ અલીની જાણમાં એ વાત આવતાં, તેમણે સૂબાને એ વિષે કહયું. અને સર સૂબા અને નાઇબ સૂબા વચ્ચે કચેરીમાં નીચલી ટપાટપી ઝામ્યાનું આખી નવસારીએ બીજે દિવસે જાણ્યું.

"પણ મિ૦ મુહમ્મદ અલી! આ કોઈ પીરની કબ્ર નથી, સાધારણ અને પુરાણી છે."

"એને મ્હારા બાપની કબ્રજ સમજો. હવે શું કહો છો? કોઈની પણ, એ આરામગાહ છે. કંઇ પણ કરો તો મુહમ્મદ અલી સામે છે એમ સમજીને કરજો. અને પોતાના સગા બાપની કબ્ર ખોદાતી હોય ત્યારે જેમ વર્તવું જોઈએ તેમજ મુહમ્મદ અલી વર્તશે."

થોડાક હજી વધુ દુશ્મનો! સૂબા સાહબ ઠંડા પડી ગયા. પણ મિત્ર થતા બંધ પડયા. આ લખનારને મુહમ્મદઅલીએ કહયું હતુ કે—"ઓફીસમાં સ્હવારે ટાઢી "ગુડ મોર્નિંગ!" અને સ્હાંજે "ગુડ ઇવનિંગ!" સિવા તેમની સાથે આપણો હવે કશો સંબંધ નથી!"

## કાળીપરજની સેવા

કાળીપરજના નામે ઓળખાતી સુરત ઝિલ્લાના કોળીઓની ઝાતની સામાજિક અને નૈતિક હાલત સુધારવામાં ગાંધીજીએ અને તેમના નિઃસ્વાર્થિ શિષ્યોએ ઘણું કર્યું છે; હજી કરી રહ્યા છે. પરંતુ, એ દેશ સેવકો આ મયદાને આવ્યા ત્યાર આગમચ નવસારીના નાઇબ સુબાનું હૈયું કાળી પરજના દુઃખે દુભાઈ રહયું હતું. તેણે વ્યાધિનું મૂળ શોધી કાઢ્યું. કાળી પરજનો લોહી ચુશી ગાયકવાડી મુંડીવાદ કેમ રૂષ્ટપુષ્ટ થઇ રહયું હતું તે દેખ્યું. પરાણે ઝમીનો રખાવવા અને તેમાં તેમને કામ કરાવી તેમને પરસેવે પરમાનંદ કરવાની એ દર્દ ભરી કહાણી અહિં નહિં આપું. ટુંકમાં, મુહમ્મદઅલી ઉઠયા–મુહમ્મદ અલીજ ઉઠી સકે એવા નિશ્ચયથી ઉઠયા. અનાથોના નાથ થવા માટે. અને મુહમ્મદઅલી જંપી સકે ત્યારેજ જંપ્યા; દુઃખીઆઓને દાદ અપાવીને. તેમને એ કામ માટે ઠેઠ વડોદરા સુધી–મહારાજા સુધી–લડવું પડયું. ડબ્બાઓમાં ભરી ભરી કોળીઓ અને દૂબળાઓને વડોદરે લઈ જવા અને લાવવા પડયા. પરંતુ પ્રેમની મઝદુરીમાંજ એ મંઝદુરનો આનંદ હતો; પ્રિયનો આનંદજ એનો બદલો. કેટલાક વગ વસીલાવાળા અને માલદાર પારસીઓને મુહમ્મદઅલીના એ વિઘ્નથી ભાલી નુકસાન થયું. દુશ્મનોની હારમાં હજી થોડાનો ઉમેરો થયો.

## “બી અમ્મા” ના કમાઉ પુતનો ખર્ચ

કહેવાય છે કે હિન્દના દેશી રાજયોમાં નવકરી કરનાર પ્રમાણિક બનવાની મૂર્ખાઇ કરે તો તેના જેવો મૂર્ખ બીજો કોઇ નહિ. અને એવા મુર્ખ મળે છે પણ અહિં તહિંજ. મુહમ્મદઅલી એવા અપવાદોમાં અપવાદરૂપી મહાન મૂર્ખ હતા. સાચેજ, ખીસાં પણ તર થાય અને બધા સાથે, બની બનાવ

મુહમ્મદ અલી

જીવન-સાર
અને
ચરિત્ર-ચિતાર

ક્રિકેટર-પોતાના બાળક સાથે



નવસારીમાં-૧૯૦૯

મુહમ્મદ અલી

જીવન-સાર
અને
ચરિત્ર-ચિતાર

ગાયકવાડી અફીણ ખાતાના વડા અમલદાર



૧૯૦૫

પણ રહે. પુછનાર પણ કોઇ નહિ હોય કે એ વાતાવરણો પણ એવા હોય છે જ્યાં "એમજ આમળથી ચાલતું આવ્યું છે" ના અનુકુળ બ્હાના હેઠળ સૌ પોતપોતાનું બનાવી લેવાનીજ ધુન અને ઉતાવળમાં હોય ત્યાં એવા મૂખ આજના ઝમાનામાં ઓછાજ જીવે છે.

જો એ ઇચ્છતે તો ઇશારાનીજ વાત હતી. ખરેખર રૂશવત થી તેમને ખરીદવાના અનેક દાખલા મ્હારી જાણમાં છે. લીધી હોત તો નીહાલ થઈ જાત. ન લીધી-એ નાપાક ધનને કદી હાથ સુધ્ધાં ન લગાડયો. ધનનો લોભ હોત તો એને એવા લાભની ઝુરૂરત પણ હતી. ફિરંગીયતના સઘળા વસ્ત્ર મોહો, ટાપટીપ-મોહો, "બેડહામ પાઇલ"ના અને "હોર કંપની"ના બસો અને અઢીસો રૂપીઆના સુટો; હરવા ફરવાના, ખાવાપીવાના શવકો; ગરીબો પ્રત્યે ઉદાર દિલ! અને ચોવીસ કલાકમાં ત્રણવાર કપડાં બદલનાર અને બેવાર દાઢી બોડનારના એવા ખર્ચાળુ સુવર્ણ ઉપર સુહાગો એ હતો કે, એની ઉપર્યુક્ત ઉપરાંત બીજી અનેક ઇસ્લામ-સેવાઓ અને લોક-સેવાઓમાં, એ પરદુ:ખભંજન શિષુ સંકોચે ગાંઠના ગોપીચંદ થવા દેતો. હાથ પર લીધેલ સેવા કે કામ-થીજ કામ હતું; ખર્ચ ગમે તે થઇ જાય, ભોગ ગમે તે આપવો પડે. પરિણામ? પાંચસો રૂપીઆનો પગાર એ બધા રંગોને કયાંથી નભાવી સકે? પરિણામ? રામપુરથી ભલી, પુત્ર-ઘેલી "બી અમ્માં"ને અને અલ્લાહાબાદથી એકસાઇઝ ઇન્સ્પેકટર શવકત અલીને લગભગ દર માસે બસો અઢીસોનો ચાંદલો આ "કમાઉ પુત"ને નવસારી મોકલવો પડતો.

## આફુસ આંબાનો કિસ્સો

કાળીપરજવાળી સવામાં પરોવાયલા હતા ત્યારે તેની સાથે સંબંધ ધરાવતા એક શેઠીઆએ, એક દીવસે મુહમ્મદઅલીને બંગલે એક મ્હોટો કંડીયો આફુસ આંબાઓનો મોકલ્યો. ઓફિસેથી સ્હાંજે આવ્યા ત્યારે

અમજદી બેગમે તેની ખબર આપી. ખુબ ખીજવાયા; પણ જે સમય સુચક્તા અને હાઝિર જવાબી માટે મશહુર હતા તેના ઉપયોગ વડે તુર્કીબતુર્કી જેવું કંઇક કરવાનું મન થયું. નવકરને હુકમ થયો કે કંડીયો ઉઘાડવો નહિં, અને એમને એમજ બે ત્રણ દિવસ તુતક ઉપર રાખી મુકવો. એમજ કરવામાં આવ્યું. ત્રણ દિવસ પછી પોતે તેને ખોલ્યો. અડધા આંબા કોહી ગયા હતા. તેમને કાઢી જુદા કંડીઆમાં નોખા મુકયા અને બંને કંડીઆ બંધ કરી દીધા. બે દિવસ પછી પાછી તપાસ કરી; થોડા હજી વધુ કોહી ગયા હતા તેમને અલગ કરી કોહેલા આંબાના કંડીઆમાં ઉમેરી દીધા. એમ એક દીવસે જયારે સારા આંબા વાળો કંડીઓ ખાલી થઈ ગયો અને સડેલા આફુસોથી બીજો કંડીઓ ભરાઈ ગયો ત્યારે તેને બાંધી પેક કરી, મોકલનાર શેઠ ઉપર પાછો મોકલ્યા અને સાથે એક ચિઠ્ઠી પણ મોકલી કેઃ—

"આપની ભેટ તરતજ એટલા માટે પાછી નહિ કરી કે મને યકીન હતો કે જે રૂશ્વત મ્હેં નહિ સ્વિકારી તે તરતજ ફરીવાર મ્હારા કોઇ બીજા ભાઇબંધ ઓફિસર પાસે જશે. હવે તે કોહી ગઈ છે. અને કોઈ બીજાને બગાડવા પાત્ર રહી નથી. કૃપા કરીને સાચવી લેજો."

લાલચ અને રૂશ્વત પ્રત્યે આ તિરસ્કાર હતો, લાવનારાઓ માટે આવા ઇબિરત બોધો હતા. હવે પ્રમાણિકપણાના પણ કંઇકિ રંગ જુઓ.

## હીરાની વીંટી

નવસારી હતા ત્યારે સુરત વારંવાર આવતા હતા. લગભગ દર શનિવારે- તે વેળાના સુરતના કલેકટર મિ. એન્ડરસન, ઑક્સફર્ડના મિત્ર હતા અને મી૦ મડગાંઉકર જેઓ હાલ મુંબઇ હાઈ કોર્ટના જડજ છે, સુરતના સેશન્સ જડજ હતા તે પણ મિત્ર હતા. રહેતા ખાતા હતા એક કરોડપતિ અરબ મિત્રને ત્યાં; એક રામપુરી નોકર ઘણે ભાગે સાથે આવતો.

એ અરબ શયખને ત્યાંથી એકવાર ઓછામાં ઓછાં દશ હજાર રૂપીઆની કિંમતના મ્હોટા હીરાની એક વીંટી ગુમ થઈ. બંગલાનાજ સકમંદ નવકરો ઉપર પોલિસની ધાડ આવી. વીંટી હાથ ન લાગી પણ એ લુણ હરામોએ પોતાના અન્નદાતાના ઘરમાંથી કરેલી બીજી ચોરીઓ પકડાઈ. પોલીસે તો તેમના એક ઉપર એ વીંટી ચોરવાનો આરોપ થોપી દીધો અને સિટી મેજીસ્ટ્રેટની કચેરીમાં કામ ચાલવા લાગ્યું.

ચોરીને વીસમે કે પચ્ચીસમે દિવસે અને જોગ જોગે ઠરાવને દિવસેજ મુહમ્મદઅલી એકાએક બંગલા ઉપર સ્હવારે વીંટી લઇ હાજિર થયા. અરબ કુટુમ્બમાં ખુશી પથરાઇ ગઈ અને પેલા નિર્દોષ આરોપી માટે જાણે મુક્તિનો પયગામ આવ્યો.

વાત એમ છે કે મુહમ્મદઅલી ચોરીની રાત્રે, પોતાના રામપુરી નવકર સાથે બંગલામાં પરોણા હતા. અને એજ નવકર સાહબના આ કારસ્તાન હતા! મુહમ્મદઅલી બીજી સ્હવારે નવસારી ગયા. અને બેગમ મુહમ્મદઅલી તેને બીજે કે ત્રીજે દિને એ નવકરને સાથે લઈ મુરાદાબાદ પોતાના કુટુંબીઓને મળવા ગયા. થોડા દિવસ પછી ત્યાં બેગમે નવકરની આંગળીમાં આ ચળકતા હીરાની વીંટી જોઈ. આશ્ચર્ય થયો અને સચ જુઠની સંતાકુકડી પછી ખરી હકીકત સમજાવવામાં આવી. તરતજ નવસારી તાર છુટયો. મુહમ્મદઅલી ગભરાયા; સીધા મુરાદાબાદ પહોંચ્યા. વળતી ગાડીએ ચોર અને ચોરીનો માલ ઉભયને લઈને સુરત આવ્યા. તેજ દિવસે કિલ્લામાં સિટી મેજિસ્ટ્રેટની કોર્ટમાં એમણે જુબાની પણ આપી અને પહેલા આરોપીને છોડાવ્યો. વીંટીના માલિક ગૃહસ્થે એમના નવકરને છોડાવવાની

અહિંસ લીધી અને ખૂબ મહિનતથી પોતે ઝામીન થઈ તેને પણ છોડાવી મુક્યો.

**મુહમ્મદ અલીની મહાનતામાં ગુજરાતનો ગર્વ**

ગુજરાતમાં ગાળેલા આ સાત વર્ષ, મુહમ્મદ અલીની આખિર ઝિન્દગી માટેની તૈયારીના વર્ષ છે. ગુજરાતે ગર્વ લેવો ઘટે છે કે તેણે ગાંધીજી જેવા જગ-નેતા પયદા કર્યા તેમ મુહમ્મદ અલી જેવા આંતર રાષ્ટ્રીય અગ્રેસર અને સેવક, આંતર રાષ્ટ્રીય દોરક અને વિચારક તૈયાર કર્યા. કારણ કે અવકાશની ઘડીઓમાં તેઓ ખૂબ લખતા. "ટાઈમ્સ ઓફ ઈન્ડિયા" ના તેમના રાજયદ્વારી લેખો અહિંથી લખાયા હતા, જેમને પાછળથી સંગ્રહ કરી પુસ્તકાકારે પણ "Thoughts on the Present discontent" ના નામથી છપાવવામાં આવ્યા હતાં; એ રાજયદ્વારી લેખન. મલબારીના "ઈન્ડિયન સ્પેકટેટર" માં એમને અગ્રલેખો લખવાનું અપૂર્વ માન અહિંથીજ મળ્યું હતું; એનું માન બીજા કોઈ હિન્દીને મલબારીની ઝિન્દગીમાં નહતું મળ્યું; એ પત્રકારિત્વનું મયદાન. "ઑબઝર્વર"માં અલીગઢ કૉલેજના કારભાર અને ઝગડઓ વિષે એમની મશહુર થયલી લેખમાળાઓ પણ અહિંથીજ લખાઇ હતી; એ તઅલીમી અને કવમી ખિદમત.

મુહમ્મદઅલીની ફિરંગી ટાપટીપ અને અલીગઢી જડવાદ ઉપર પણ પ્રથમ ઘાંચ પરોણીઓ અહિંજ મારવામાં આવેલી. સુરતમાં આવતા ત્યારે કદી કદી એક ખાસ યોજનાને અંગે રાંદેર જતા. રાંદેરની અલીગઢ-દુશ્મની મુહમ્મદઅલીની અલીગઢ દોસ્તી જેટલીજ તીવ્ર હતી. ત્યાં ખૂબ પજવવામાં આવતા; ટાણાઓના શિરપાવો અપાતા જે હસીને ટાળી દેવાતા, અપમાનો થતા જેનાથી કદી કદી નારાઝ પણ થઈ જતા. એમની ખબર લેનારાઓમાં હઝરત મવલાના ગુલામ મુહમ્મદ

હાજી હાફિઝ સાહિક (રહ.) બેશક મુખ્ય હતા, હઝરત કારી હાફિઝ ઇસ્માઇલ સાહબ (રહ.) બોલમા, પણ મિઠાશથી. આ લખનાર પાસે તે વેળાએ એવા સુલુકની એક બે વાર શિકાયત સુધ્ધાં કરેલી. પણ આગળ વાંચકો જેમ જોશે તેમ, જયારે ૧૯૧૪ની ઐતિહાસિક નઝરબંદીના પરિવર્તને મુહમ્મદઅલીની ઝિન્દગીને ઇસ્લામી પોશાક પહેરાવી દીધું ત્યારે, તેમણે મને અને બીજાઓને વારંવાર કહયું છે કેઃ—"ગુલામ મુહમ્મદને તો મુજહે પેહલા મુસલમાન બનાયા!"

મુસ્લિમ યુનિવર્સિટીની યોજનાનું પ્રાથમિક ખોદ-કામ પણ ગુજરાતના નવસારીમાંજ થયું કહેવાય, કે તે વિષેનું તેમનું વિદ્વત્તા ભર્યું નિબંધ ત્યાંજ લખાયું હતું.

## નવકરીનો અંત—"કોમરેડ"નો ઉદય

નવસારીની એમની લોક-સેવા અંતે રંગ લાવીનેજ રહી. પ્રમાણિકપણાની મુર્ખતા બતાવનાર જકકી વિષે મહારાજા પાસે કંઇ કંઇ ચુગલીઓ, અરઝીઓ થઇ. ખુલાસાઓ પુછવામાં આવ્યા, ખુલાસાઓ કરવામાં આવ્યા, છેવટે મહારાજા તરફથી પોતાનો સંપુર્ણ સંતોષ, એ વફાદારની વફાદારી વિષે દેખાડવામાં આવ્યો ત્યારે તેણે પણ, પોતે ભેગા કરેલા તુમારો, એના હિતચિંતકો અને કહેવાતા વફાદારોની વફાદારીનો ભાસ કરાવવા મહારાજા ઉપર મોકલી આપ્યા, જેની સાથેજ પોતાના ઓહદાનું રાઝીનામું પણ, એમ લખીને પેશ કર્યું હતું કે આવા ગંદા વાતાવરણમાં આપના આ સેવકથી હવે આપની સેવા નહિ થઇ સકે.

મુહમ્મદઅલીને બે વર્ષની રઝા આપવામાં આવી; રાઝીનામું મન્ઝુર ન થયું. મહારાજા તેમને બહુ ચાહતા હતા. નોકરી છોડી દે એમ ન ઇચ્છતા હતા.

જેવી તેમણે ગાયકવાડી સંબંધ છોડી દીધાની ખબર બાહિર પડી તેવોજ, તેમને જાવરા રાજ્યના વડા વઝીરનો હોદ્દો સ્વિકારવાની વિનંતી થઈ, જેની મઝબૂતીથી સિફારિશ કરનારા—હે નસીબ!—તેમના ખાસ મિહરબાન, સર માઈકલ ઓ'ડવાયર હતા!

મુહમ્મદઅલીએ ઉપકાર સહિત ના પાડી. એક દેશી રાજ્યના રંગઢંગ જોઇ બીજામાં આવ્યા હતા. રામપુરના અનુભવો પૂછી વડોદરા વસાવ્યું હતું. હવે ધરાઇ ગયા હતા! તવબા! જો નવકરી કરવી પણ હોત તો ત્રીજા કોઇ પણ દેશી રાજ્યમાં તો નહિજ કરવી હતી. પણ તેમણે હવે રૈયતની નવકરી કરવાનો નિશ્ચય કરી લીધો હતો; રાજ્યની નવકરી નહિજ કરવાના પણ લઇ લીધા હતા.

મુહમ્મદઅલી "કોમરેડ" સ્થાપવા માટે કલકત્તે જવા અગાઉ મુંબઇ ગયા, "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"ના તંત્રી સર સ્ટેન્લી રીડ તેમના મિત્ર પણ હતા અને વખાણનાર પણ. તેમની સાથે લાંબા લાંબા મશ્વિરા થયા. રીડ સાહબે મુરીદ શિખામણો આપી પણ કહ્યું કે "જો તમારો પત્ર નહિ કાઢો અને મ્હારા પત્રમાંજ અઠવાડિક લેખો લખ્યા કરો તો, "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" તમને ઘણીજ ખુશીથી દર કોલમ દીઠ ત્રણ ગીની આપ્યા કરશે! કેવી મોઢામાં પાણી આણનારી માગણી! એ ઇંદ્રજાળ પણ નિશ્ચય નહિ ડગાવી સકી. ટુંકમાં કલકત્તાથી "કોમરેડ"ના સૂર્યનો ઉદય થયો.(૧૯૧૧)



## ૨

## તંત્રી

Stand upright, speak thy thought,
declare
The truth thou hast,
that all may share.
Be bold, proclaim it everywhere.
They only live who dare!

—**Morris**

("કોમરેડ" નો મુદ્રાલેખ)

ક઼ુફ્રમે ઇશ્ક઼મેં હંય નફ઼્અો સલામત દોનોં;
ઇસિમેં ડુબે ભી તો ક્યા? પાર ઉતરના હય યિહી!

કરના ન કભી ઇનિપે ગુમાં, અહ્લે હવસ કા;
ઉશ્શાક઼કી નીયત, બ઼ખુદા! અવરૂહી કુચ્છ હય!

નય સાઇલે દવલત હંય, ન ઇઝ્ઝત કે ત઼લબગાર!
ઇસ દરકે ફ઼કીરોંકી સ઼દા અવરૂહી કુચ્છ હય!

જિન્સે ગિરાં તો થી નહીં કોઇ! મગર, યે જાં
લાએ હંય હમ ભી રવનકે બાઝાર દેખ કર!

—મુ.હમ્મદ.અલી.

મુ.હમ્મદ .અલી

જીવન સાર
અને
ચરિત્ર ચિતાર

"ધ કોમરેડ"ના અધિપતિ

૧૯૧૧



મુ.હમ્મદ .અલી

# તંત્રી

## હિન્દના મહાન્ તંત્રીઓ

તંત્રીઓ અને અખબાર નવીસોના આજે વર્ષોથી આ દેશમાં રાફડા ફાટી રહયા છે. પત્રકારિત્વ અને અખબાર નવીસી પણ એવી અધમ દશાએ બહુધા પહોંચી ગયાં છે કે તેમાં પ્રમાણિકપણું સસ્કૃત અને સૌજન્યના અંશો જવલ્લેજ કરી-ભાગ્યેજ કદી-તરી રહેતા દેખાય છે. ગાંધીજીએ ઠીકજ કહયું છે કે જયારે કોઇને આજે રોટલા રળવાનું કોઇપણ સાધન જડતું નથી ત્યારે તે ખડીઓ કલમ અને કાગળ લઇ અધિપતિ બની બેસે છે. એવા કલમી નમાલાપણાએ કેટકેટલી વતની અને કવમી, સામાજીક અને નૈતિક દુર્દશાઓ યોજી અને પોષી છે તેની તુલના કરીએ તો આંખ્યો ઉઘડી જાય. પરંતુ ન તો એવી તુલના હજી લગી જાણ્યામાં કોઇએ કરી છે, નતો તે અહિં અને આજે કરવાનો પ્રસંગ છે. એમાં આશ્વાસન એટલુંજ છે કે આવા ઢેડવાડાઓ હિન્દમાંજ નથી, બધેબધ છે, અને બીજી ખાણોમાંના કોલસામાંથી હીરા પાક્યા છે તેમ હિન્દની ખાણમાંથી પણ પાક્યા છે. રામાનંદ ચેટરજી, સુરેન્દ્રનાથ બેનરજી, મોતીલાલ ઘોષ, રંગાસ્વામી આયંગર, બી. જી. તિલક, બી. જી. હોર્નિમન, બહરામ મલબારી, વગયરહ થોડાક હિન્દી તંત્રીઓ કોઇપણ દેશમાં કોઇપણ પત્રને દીપાવે એવા પુરૂષો છે. મુહમ્મદઅલી એ હારમાં કોઇથી ઉતરે નહિ અને ઘણાથી ચઢે એવા તંત્રી હતા. ઉંચા અખબારી ધોરણને અંગે, રાજદ્વારી વિદ્વત્તાને અંગે, વાણીના તેજ અને વિચારોના જોમને અંગે, જુસ્તિની વીરતા અને શૈલિની રંગીનીને અંગે, તેમનું The Comrade દેશને માટે જેમ એક કેવળ નોખોંજ પત્ર હતો તેમ કવમને માટે તે

નવીજ હાકલ હતી. અને તણેજ તેમને હિન્દના એક મહાન તંત્રી અને મુસ્લિમ-હિન્દના પહેલા મહાન તંત્રી અને મુસ્લિમ નવજીવનના પહેલા નૂતન પત્રકાર તરીકે પંકાવી દીધા. એ કહેવામાં મુદ્દલ અતિશયોક્તિ નથી કે "કોમરેડ'નો એક એક અંક અત્યંત સુંદર આંતર રાષ્ટ્રિય અને રાષ્ટ્રિય ભિન્નતાઓથી ભરચક હતો અને તેથીજ મુસ્લિમ કેળવાયલા વર્ગનો તે ખાસ પનોતો પત્ર થઈ ગયો હતો. આજ લગી ખરેખર તેના સંખ્યાબંધ લેખો અને અગ્ર લેખો "કોમરેડ" ના વાંચકોને મોઢે છે.

## જજ જેન્કિસનું સર્ટિફીકેટ

૧૯૧૦ ના પ્રેસ એકટની સતામણીઓ અને સિતમોથી થોડાજ હિન્દી તંત્રીઓ બચ્યા હશે અને ભાગ્યેજ કોઈ મુસલમાન તંત્રી. મુહમ્મદઅલીને પણ એ ઝુલ્મનો ફાળો, "કોમરેડ" ની ઝિન્દગીના ચાર વર્ષમાં અનેકવાર મળ્યો હતો. કલકત્તા હાઇકોર્ટના મશહુર પરલોકવાસી મુખ્ય જજ સર લોરેન્સ જેન્કિન્સનો "કોમરેડ" કેસવાળો ફૈસલો તે વેળાએ ખુબ ચોટે ચઢ્યો હતો અને "પ્રેસ એકટ"વાળા સંખ્યાબંધ મુકદ્દમાઓમાં ટંકાયો હતો. "મિ. મુહમ્મદઅલીએ પોતાનું ચોપાનીઉં તો ખોયું છે પરંતુ તેઓ પોતાનું ચરિત્ર પોતાની સાથે લઇ જાય છે." આ પ્રસંશાના વેણ તે ફૈયસલામાં સર લૉરેન્સના છેલ્લા વેણ છે જે, મુહમ્મદઅલીના તંત્રી તરીકેના ચરિત્ર માટે ઉત્તમ સર્ટિફિકેટ છે.

## "મ્હારી હિમ્મત!"

બે વર્ષ પછી પાછા એજ પ્રેસ એકટના પંજામાં "કોમરેડ"ના તંત્રી સપડાયા અને પંજાબ હાઈકોર્ટમાં પોતાના મુકદ્દમાની તકરાર પોતે કરતા હતા ત્યારે, તેમને એક વેળાએ જજે ટાણો માર્યો. મુહમ્મદઅલી પોતાના એક ફિકરાનો ભાવાર્થ સમજાવી રહ્યા હતા.

જજે તેનો જુદો અર્થ કર્યો. તેમણે કહ્યું કે "મ્હારો હેતુ એમ કહેવાનો હતો નહિ." જજે કહ્યું: "મિ. મુહમ્મદઅલી! તમે ગોળ ગોળ કહી રહ્યા છો. તમારામાં એમ સાફ કહેવાની હિમ્મત નથી." આ ટાણાના જવાબમાં આ કર્તવ્ય વીરે રોકડું પરખાવી દીધું કે:

"મ્હારી હિમ્મત? નામદાર! શું અહિં મ્હારી હિમ્મતની કસોટી થઈ રહી છે? મ્હારી હિમ્મત ઉપર મુકદ્દમો નથી ચાલી રહયો. જ્યારે તેમ થશે અને હું તેમાં ઓછો ઉતરીશ ત્યારે મ્હેં મ્હારા પત્રકારિત્વને લજવ્યોજ કહેવાશે, જે કવમનો સેવક થવાની મ્હારી અભિલાષા છે તેને હું બેવફા નીવડયોજ કહેવાઈશ, જે ઉચ્ચ સિદ્ધાંતોના પાલનનો મને ઘમંડ છે તેમને હું અપાત્રજ લેખાઈશ અને મ્હારો ઘમંડ મ્હારો નર્યો ઢોંગજ કહેવાશે, મ્હેં એ લેખ લખ્યો ત્યારે તેના પરિણામોનું મને ભાન હતું. અને તેને માટે આજે કોઈ પણ શિક્ષા ભોગવવા તૈયાર છું."

છેલ્લી યૂરપી લડાઇ દરમિયાનનો એ મુકદ્દમો હતો જે, લડાઈ વિષેજ લખાયલા લેખ વિષે હતો. મુહમ્મદઅલીએ તેમાં જર્મનોના, બ્રિટિશ અખબારોમાં ચોટે ચઢાતા હયવાની અત્યાચારોનો મુકાબલો કેટલીક બ્રિટિશ બહાદુરીઓથી કરતાં, લોર્ડ કિચનરે, મિસ્રના મહદી સુદાનીની કબ્રને બ્રિટિશ તોપોના ગોળાઓથી ઉરાડી મુકયાનો દાખલો, એક અજીબ દયાહીણ સચોટતાથી ટાંકીને લખ્યું હતું કે ઝાલિમ જર્મનોની હયવાનીયતથી "અલઅમાન!" પણ તેઓ હજી કિચનરની હદ લગી તો નથી આવી લાગ્યાના? જજ સાહબે આ ટાણા-ચાંચની તઅબીર કરતાં "કોમરેડ"ના તંત્રીને પૂછયું! "...ત્યારે મિસ્ટર મુહમ્મદઅલી! તમારા કહેવાનો હેતુ એજ થયો કે જર્મનો છે તો ઝાલિમ, પરંતુ અંગ્રેઝો તેમનાથી પણ વધુ ઝાલિમ છે."

"ના. હું આપ નામદારની તઅબીરથી માન સહિત જુદો પડું છું. હું લૉર્ડ ક્રિયનના કામ ઉપર ટીકા કરી રહયો છું."

"હું માનું છું કે ભાવાર્થ મ્હેં કર્યો તેમજ છે. સાફ સાફ કહેવાની તમારી હિમ્મત નથી તેથી તમે તેમ નથી કહેતા !"

## "તુર્કોની પસંદગી"—સૌથી સુંદર લેખ

એજ વળતા ટાણાના જવાબમાં મુહમ્મદઅલીની ઉપર ટંકાયલી કર્તવ્ય-ધગશ લલકારી ખીલી હતી. અને મુકદ્દમો, "Choice of the Turks"(તુર્કોની પસંદગી)નામના "કામરેડ"માં લખાયલા તે મશહુર અગ્ર-લેખ વિષે હતો જે મુહમ્મદઅલીના ઉત્તમોત્તમ લેખ તરીકે બધેબધ પંકાઈ ગયો છે. લન્ડનના સૌથી મ્હોટા ગણાતા "ધી ટાઇમ્સ" પત્રના એજ મથાળા હેઠળ લખાયલા એક અગ્રલેખના જવાબમાં તે લખાયો હતો. દુન્યાની સૌથી ભયંકર લડાઈ ફાટી નીકળી હતી અને યૂરપ, એશિયા, અને આફ્રિકામાં વેગભર પ્રસરી રહી હતી. બને પક્ષોને, ઈંગ્લેન્ડ અને જર્મનીને મિત્રો અને મદદગારોની જુરૂરત હતી. વાતાવરણ કાળા દાવાઓથી ગુંગળાઇ રહ્યું હતું. અલગ રહેલાં રાજ્યો-તેમાં ખાસ કરીને ઇટલી, ગ્રીસ અને તુર્ક-ને બંને સામે કે દામે, કળથી કે બળથી, પોત પોતાનો પક્ષ લઈ લડાઇમાં સંડોવવા તનતોડ કોશિશો કરી રહ્યા હતા. હાર જીતનો પાસો તુર્કો આ પક્ષ કે તે પક્ષ લે તે મુજબ આ પક્ષ કે તે પક્ષની તરફેણમાં ફેરવાઇ જવાનો લગભગ યકીન હતો. અંગ્રેઝો તુર્કોને પોતાની સાથે ઘસડવાની તરકીબો રમવા લાગ્યા. "ધી ટાઇમ્સ" નો તેમાં પોતાનો ફાળો, તેનો મઝકૂર લેખ હતો. "ધી ટાઇમ્સ" નો એવા અગત્યના પ્રશ્નમાં કંઈ ફાળો ન અપાય એમ બનેજ નહિ; એવી તેની રાજ ખટપટોમાં અગત્યતા. "ધી ટાઇમ્સ" નો જે કાંઈ ફાળો હોય તે, નિર્બળ માટે ખવફનાકજ હોય; એવો તેનો રાજદ્વારી

વર્તુળોમાં અસર. "ધી ટાઇમ્સ" જે લખે તે સરકારી વિચારો અને ધારણાઓજ હોય; એવું તેનું અખબારોમાં સ્થાન. મુહમ્મદઅલીએ સઘળું બરાબર સમજતા હતા. તેથીજ તેમણે તેના The Choice of the Turks નો જવાબ "Choice of the Turks" દ્વારા આપ્યો. "ધી ટાઇમ્સે" પોતાના લેખમાં મુરબ્બીપણાનો ખુબ ઢોંગ કર્યો હતો, તુર્કો પ્રત્યેના બ્રિટિશ ઉપકારો ટાંક્યા હતા. તુર્કોની ભલાઈ "મિત્ર રાજ્યો" સાથે મળી જવામાં છે એમ સમજાવવાની કોશિશ કરી હતી અને જો તેઓ તેમ નહિ કરે તો ભયંકર પરિણામોની ધમકીઓ આપી હતી. મુહમ્મદઅલીએ પોતાના પ્રતિયુત્તરમાં એ સઘળા આડમ્બરની ધુળ ઝટકી નાંખી. યુરપી રાજ્યોની, ફ્રાન્સની અને ખાસ કરીને બ્રિટિશની છેલ્લા પચાસ વર્ષ દરમિયાન તુર્કો સાથેની રાજનીતિ અને વર્તણુકનો ઇતિહાસ સચોટ અને રસિક રજુઆ કર્યો અને ઉપકાર, ભલાઈ અને ભલમનસાઈના દાવાઓનું પોકળ ઉઘાડું પાડી દીધું. આ લેખ મુહમ્મદઅલીનો સૌથી સરસ લેખ તો હતોજ. તે, તેમનો સૌથી લાંબો લેખ પણ હતો અને અઠવાડિક પત્રોમાં કદી અને ક્યાંય નહિ છપાયો હોય એટલો લાંબો પણ હતો. તેને તૈયાર કરતાં અને લખતાં, આરામ કે ઉંઘ વગર તેમણે ચાલીસ કલાક લગી લાગલાગટ મહેનત કરી હતી અને તેને સુધારતાં અને છેવટની ટાપટીપ કરતાં તેમને બીજા બાર કલાક લાગ્યા હતા. મુહમ્મદઅલીના લક્ષની રજેરજ તેણે લીધી હતી અને મુહમ્મદઅલીના દિલની લાગણીઓનો સાર અને દિમાગની લિયાકતનો નિચોડ તેમના છેવટના ટીપા સુધી તેમાં રેડાઈ ગયા હતા—અને ઝળકી રહ્યા હતા. ઇતિહાસ જ્ઞાન, ભૂગોળ જ્ઞાન, અકપ્રઓની યાદ, રાજદ્વારી વાતોનું અને પારસ્પરિકતાનું જ્ઞાન, લશ્કરી જ્ઞાન, ભાષા ઉપર કાબુ, શૈલિનો રસ, દલીલની પ્રવિણતા, વગેરેહ વગેરેહ સઘળુ તેમાં

ઓતપ્રોત છે. ઈસ્લામ-દાઝ, સત્ય-પ્રેમ, વીરતા, નિડરતા, અંતિમ નિઃસ્વાર્થ એ સઘળા તેમાં ઠેકાઠેક ભરાઈ ઉભરાયા છે. અને લેખન ઢંગ કંઈક એવો છે કે કદી નહિ લખાયો હોય એટલો લાંબો છતાં ગમે તેવા વાંચકને તે એકવાર હાથમાં લીધા પછી પૂરો કર્યા અગાઉ છોડવો ગમતો નથી. આપણા "બૉમ્બે ક્રૉનિકલ" વાળા મિ. બેન્જામિન હૉર્નિમન જેવા વિદ્વાન અને નિડર કલમવીર તંત્રી, એ લેખ વાંચી ખૂબ રંગમાં આવી ગયા હતા! તેમણે પોતાનો અભિપ્રાય "ક્રોનિકલ"માં એ પ્રમાણે લખ્યો હતોઃ—

"આટલો લાંબો લેખ કોઇ અઠવાડિકમાં મ્હેં કદી વાંચ્યો ન હતો. પણ તે એટલો તો દલીલપૂર્ણ અને કાબિલીયત ભર્યો હતો, એટલો તો મનહર અને લાગણી-પોષક હતો કે મને ખાત્રી છે કે એકલા મિ. મુહમ્મદ અલીજ તે લખી શકે."

## "કોમરેડ" બંધ અને તંત્રી નઝરબંધ!

ઇંગ્લેન્ડમાં તેણે ખળભળાટ મચાવી દીધો. હિન્દી સરકારે પોતાની "જવહર"-શનાસી, લેખવાળી "કોમરેડ"ની કોપીઓ ઝબ્ત કરીનેજ નહિ દેખાડી, મુહમ્મદ અલીના પ્રેસની, તે છાપ્યા બદલ ઝમાનત કબ્ઝ કરી તેમને બે હઝાર રૂપીઆનો ચાંદલો પણ કર્યો અને-આટલું બધું લખી નાંખ્યાની થાક ઉતારવા કેમ નહિ હોય તેમ-તેમને નઝરબંદ પણ કર્યા! અને તેયે "મ્હોટા ભાઈ" શવકત અલી સહિત! હાથમાંથી કલમ પણ ઝુંટવાઈ ગઈ અને મુખમાંથી ઝબાન પણ. હાય! સુગંધી હોવાના, મધુરૂં ગાવાના, ઉંચે ઉડવાના વાંકો! ગુલાબ તેને માટે છોડ ઉપરથી પીંખી લેવામાં આવે છે, પોપટ તેનેજ માટે પૂરી દેવામાં આવે છે, ગરૂડ ઉપર તેનેજ માટે વીજળીઓ પાડવામાં આવે છે. "કોમરેડ" બંધ પડયું; એટલે "કોમરેડ"નો પ્રથમ દવર પુરો થયો. ૭ વર્ષ પછી તેનો બીજો દવર-ઘણોજ ટુંકો અને કેવળ જુદોજ

ફ્વરૂ—શુરૂઅ થયો, જે વિષે અહિં, લંબાણની બ્હીકે કશુંજ લખતો નથી.

સરકારનો શિરપાવ, પ્રજાના ખરા અને મ્હોટા શિરપાવના કારણ-ભુત થયો. મુહમ્મદઅલી નઝરબંદ થયા ત્યારે બહુ બહુતો મુસ્લિમ-હિન્દના નેતા હતા, સાડા ચાર વર્ષ પછી છૂટયા ત્યારે સમસ્ત હિન્દના આગેવાન! પકડાયા ત્યારે મુસલમાનો તરફથી પણ નજીવા નમાલાજ વાંધાના આવાઝો સંભળાયા હતા; છોડવ્યા, દેશ આખાએ આસમાન ઝમીન એક કરીને!

અને ખુદ મુહમ્મદઅલીને જે આત્મિક ઉન્નતિઓ આ નઝર-બંદીને પ્રતાપે નસીબ થઈ તે તો તેમની ઝિન્દગીનું એક કેવળ જુદુંજ—અને ઘણું કરીને સૌથી વધુ નૂરાની—પ્રકરણ છે,

## ઝિન્દગીનો ઈન્કિલાબ

અત્યાર લગી તેઓ મુઅમિન દિલ અને કાફિર દિમાગવાળા મુહમ્મદઅલી હતા. કયદના એકાંતમાં દિમાગને પણ વિચાર કરવાની ફુરસત મળી; હવે અકીદાઓ અને આસ્થાઓમાં, તે પણ દિલ સાથે સંમત થઈ ગયો. બીજા શબ્દોમાં, દિમાગ પણ પોતાનું કુફ્ર ત્યાગી દઢ મુસલમાન થઈ ગયો. દીની ઝિન્દગી એકતારી થઈ ગઈ. મુહમ્મદ અલી હવે મુસલમાન થયા. પોતેજ એ નવજીવનનું ભાન થતાં ઉત્સાહ અને આનંદમાં આવી જઈ, એ પરિવર્તનની કેવી સુંદર રીતે મુનાદી કરે છેઃ—

યે નઝરબંદી તો નિકલી રદ્દે સિહ્ર!
દીદહાએ હોશ, અબ જાકર ખુલે!

અબ કહીં ટુટા હય બાતિલકા તિલિસ્મ,
હકકે ઉકદે અબ કહીં હમ પર ખુલે!

અબ હુવા હય "માસિવા" કા પર્દા ફાસ !
મઅરિફતકે અબ કહીં દફતર ખુલે !
ફયઝસે તેરે હી, અય કયદે ફિરંગ !
બાલો પર નિકલે ! કફસકે દર ખુલે !
જીતે જીતે કુચ્છ ન દિખલાયા મગર—
મર કે જવહર ! આપ કે જવહર ખુલે !

[અર્થાત્:—આ નઝરબંદી તો ઇંદ્રજાળને પણ કોરે બેસાડી ગઇ !
અમારા હોશનાં નેત્રો, જઇને હવે કંઇક ઉઘડયાં ?
પાખંડનું કવચ હવેજ તૂટયું; સત્યની ગુંચો, રહી રહીને હવેજ અમારાથી ઉકેલાઇ !
"અન્યવિણુ તે"નાં પટ હવેજ કંઈ ખસ્યાં; રે ! અંતર-જ્ઞાનના કેટલાય પોથા હવે અંતરમાં ઉતરી ગયા !
હે ફિરંગી કયદ ! ત્હારે પ્રતાપેજ અમને વાળ ઉગ્યા અને અમને પાંખો ફુટી ! ત્હારેજ પ્રતાપે પિંજરનાં દ્વાર પણ ઉઘડી ગયાં.
જીવત જીવતાં તો કશું દેખાડી સક્યા નહિ, પરંતુ હે જવહર ! તમારા જવહર તો મર્યા કેડેજ કંઇક ખીલ્યા !]

એ કયદ દરમિયાન તેઓ ધાર્મિક અભ્યાસમાં ગુંથાયા—કહો કે તેમને કયદની શાન્તિમાં દીન તરફ ઢળવાની તક અને ફુરસત મળી. કુર્આન વાચન મુખ્ય વિષય હતો. એજ ટુંક અર્સામાં તેમણે કુર્આન લગભગ હિફ્ઝ પણ કરી લીધુ—મોઢે કરી લીધું. "મિસ્ટર" મુહમ્મદઅલી "હાફિઝ" મુહમ્મદઅલી થઇ ગયા. અત્યંત ચપળ દિમાગ અને અદભુત યાદશકિત, નસીબમાં લઇને આવ્યા હતા તેનું એ પરિણામ હતું. અને વળી તેનેજ પરિણામે, તેમની આ પહેલી ફિરંગી કયદ અગાઉ, કાં તેમના ભાષણો અને લેખોમાં ઉર્દુ કે ફારસી શિઅરોની છુટથી

જનેતા અને નેતા



“બી અમ્મા” અને અલી બેટા
છિન્દવાડામાં નજર કેદ–૧૯૧૬

## મુહમ્મદ અલી

જીવન-સાર
અને
ચરિત્ર-ચિતાર

બે નેતા-નજરબંદો



# શવકત અને મુહમ્મદ અલી

છિન્દવાડામાં નઝર કેદ-૧૯૧૬

અને પ્રસંગસર ભરમાર ટંકાતી હતી, કાં એ કયદ પછી એ શિઅરો ઉપરાંત બંધબેસ્તી કુર્આની આયતો ( સુત્રો )ની ભરમાર થવા લાગી. "મિસ્ટર" મુહમ્મદઅલી તરીકે નઝર કયદ થયલો જવાન દાઢી મુંડો, "કૉમરેડ" પત્રનો ફેશન-મોહી અને ફિરંગ-રંગી તંત્રી, ઉલમાઓના મંડળના સ્વિકાર અને મુસ્લિમ જનતાના અંગિકારથી "મવલાના" મુહમ્મદઅલી તરીકે દાઢીધારી અને ફેશનત્યાગી પાકટ પુરૂષ આઝાદ થયો. "કૉમરેડ"ના ધણું કરીને પહેલાજ અંકમાં એ "મવલાનાઓને" જેણે "ઇસ્લામના એ ગુમરાહ રહબરો!" કહીને સંબોધ્યા હતા, તેજ હવે એ ઇસ્લામના રહબરો સાથે મુસલમાનોની રહબરી કરવા લાગ્યો. પોશાકમાં, વાતચીતમાં, આચાર વિચારમાં, દૃષ્ટિકોણમાં, એ એક એવો ઇન્કિલાબ ( પરિવર્તન ) હતો, જે જોનારા કદી વિસરશે નહિ. એવા ઇન્કિલાબોના બીજા ઘણા દાખલા મુસલમાન યુવકોમાં પાછળથી કે ત્યારથી બન્યા છે પણ મુહમ્મદઅલીનો દાખલો પહેલો હતો તવોજ અજોડ પણ રહેશે. ઘણાઓને ઘણા ભ્રમો પણ થયા. મુહમ્મદઅલીના, "નવી રવશનીવાળા" ઘણા મિત્રો દિલગીર થયા. અલીગઢમાં કેટલાકોને ઘણો અફસોસ થયો કે આ શું થયું? નઝરબંદી દરમિયાનજ છિન્દ-વાડાથી અવારનવાર સમાચાર મળ્યા કરતા હતા કે મુહમ્મદઅલી તો એવો થઈ ગયો છે અને તેવો થઈ ગયો છે. અને આઝાદ થઇ લગભગ સીધા જયારે શવકત અને મુહમ્મદ બન્ને કોંગ્રેસ અને લીગની બેઠકોમાં શરીક થવા અમૃતસર પહોંચ્યા ત્યારે દુન્યાએ દેખી લીધું કે ઇસ્લામ-સેવા અને દેશ-સેવાની કેવી અજોડ ધગશ અને નિડરતા એ નઝર બંદીની કસોટીમાંથી કસાઈ, વધુ તીવ્ર અને તાઝી બની બાહિર આવી હતી! અને જે ઇસ્લામે અને હિન્દે મેળવ્યું તે નવકરશાહીએ ખોયું. મિસ્ટર મુહમ્મદઅલી "કૉમરેડ" અને "હમદર્દ"ના "બાહોશ તંત્રી"

હતા. ઘણું ઘણું તો હિન્દી મુસલમાનોના મનાયલા હિતચિંતક હતા. છતાં રવિશ અને ઝિન્દગી "અકબર" મર્હુમની વાણીમાં,

કવમકે ગમ મેં ડિનર ખાતે હૈં ચ હુક્કામકે સાથ.
રંજ લીડર કો બહુત હૈય, મગર આરામ કે સાથ !

જેવી હતી. મવલાના મુહમ્મદઅલી મુસ્લિમ હિન્દ સાથે સમસ્ત હિન્દના પણ અગ્રેસર થઈ ગયા. તે પછીના ગાંધીજી જોડેના તેમના સહકારે, આઝાદીને લગભગ હિન્દને આંગણે અને બારણે આણી દીધી હતી; એ હિન્દી ઈતિહાસનું એક શાનદાર પ્રકરણ છે. તેજ વેળાનાં રોપાયલાં બી, આજે ફળવાની અણી ઉપર છે.

ખયર, તંત્રીપણાના દવર તરફ ટુંક સમય માટે હવે પાછા ફરીએ. "તુર્કોની પસંદગી"વાળા ઈતિહાસ અગાઉ, મુહમ્મદઅલીને પંજાબના તે વેળાના ફિરઅવન્ સર માઇકલ ઓ'ડવાયર સાથે "કોમરેડ"ના અમુક લેખો સંબંધી કલમી બાથંબાથ થઈ હતી.

## મુહમ્મદઅલી ઝફરઅલીના બચાવમાં

"પ્રેસ એકટ" હેઠળની હિન્દી તંત્રીઓની હાડમારીઓમાં મુસલમાન મઝલુમો વધારે પ્રબળ હતા. એ મઝલુમોને મોખરે "ઝમીનદાર"વાળા ઝફરઅલીખાન હતા. એ, હિન્દુસ્તાનના લુણહરામ નવકરના પ્રતાપ ! વારંવાર એમની ભારે ભારે રકમો, ઝમાનત તરીકે હતી તે અમાનત ન થઈ અને ઝબ્ત થઇ. મ્હોટા પ્રેસો ઝુંટવી લેવાયા. નઝરબંદ થયા અને છેવટે કયદમાં હડસેલાયા. હિન્દમાં કદી કોઈ તંત્રી ઉપર આવા સિતમો ગુઝર્યા ન હતા. અને એ ખાસ ઠનાયતોના કંઇક કારણો પણ હતા. ઝફરઅલી તંત્રી થયા અગાઉ અને ઓ'ડવાયર ગવર્નર થયા અગાઉ, હયદરાબાદમાં હતા. બંનેની ત્યાં, ઝફરઅલીની કટાક્ષમય કવિતાઓને પરિણામે કંઈ લેદે થઈ ગઈ હતી, અને તેની જમેઉધાર

સીધી થવી રહી ગઇ હતી. ઓ'ડવાયર ગવર્નર શું થયા ! હવાલદાર થયા ! જાણે ગંજાને નખ ઉગ્યા. થવાનું શરૂઅ થયું.

**ઓ'ડવાયર સાથે અથડાઅથડી**

"કોમરેડ"માં ઝફરઅલીનો બચાવ વારંવાર મુહમ્મદઅલીની લેખિણી કરતી રહેતી હતી. અને ઓ'ડવાયરી ખફગીનાં વાદળ "કોમરેડ" અને "કોમરેડ"ના તંત્રી બંને ઉપર ઘેરાતા હતા. અંતે એ વર્ષા પણ વર્ષી. તેનો પહેલો ઝાપટોજ અહિં નોંધવો છે. જેનું પરિણામ ઘણું રમુજી હોવા ઉપરાંત, ઓ'ડવાયરની સંપુર્ણ હાંસી અને હારમાં આવ્યું હતું.

ગવર્નરે, મુહમ્મદઅલીને આંજી નાખવા, ઝફરઅલી વાળી ચર્ચાના તેમના એક બે લેખોમાં કહેવાતી થાપો ઉપર લક્ષ દોરતો એક પત્ર લખ્યો અને તે ખેંચી લેવા અને તે બદલ દિલગીરી દેખાડવાનો રુબી ભાષામાં હુકમ કર્યો. મુહમ્મદઅલીએ તરતજ એ પત્રને ઝપટી લીધો અને તે ઉલ્ટો પોતા ઉપર જુટો આક્ષેપ કરનારો છે એમ જવાબ વાળ્યો. બીજાને ભેરવવા જતાં ઉલ્ટા પોતેજ ભેરવાઈ જવાની અને કહેવતમાં કથાયું છે તેમ "પુત લેવા જતાં પતિ ખોઈ બેસવાની" ઓ'ડવાયરની આબાદ ગત થઇ, અને તેને સામે મુઆરી માગવી પડી. આ આખી ચર્ચાનો "કોમરેડ"માં પ્રસિદ્ધ થયલો પત્રવ્યવ્હાર અને તેની ઉપર મુહમ્મદઅલીની નાશકારક ટીકાઓ અત્યંત રસીલું વાંચન પુરૂં પાડે છે. એની ઉપર "વસ્સલામ" લખતાં તેમણે જે ટંકાર કરી હતી તે, નહિ વિસરાય એવી છે.

"આ ચર્ચામાં એક ઉપયોગી બોધ છે જે નામદાર લેફટનન્ટ ગવર્નર હજી પણ શીખી સકે છે. તે એ છે કે કોઇ તંત્રી સાથે કદી ચર્ચામાં ઉતરવું નહિ. ઉતર્યા તો ભોગજ લાગ્યા સમજવા. આ વેળા થઈ તેવી તમારી હમેશા બુરી વલે થવાની."

## "કોમરેડ"ના યુદ્ધ-અંકો

યુરપી લડાઇ જાગવા પછી "કોમરેડ"ના પંદરેક અંકોજ નીકળ્યા. "તુર્કોની પસંદગી" હું ઉપર જણાવી ગયો તેમ "કોમરેડ" માટેજ નહિ પણ "હમદર્દ" માટે સુદ્ધાં, મવતની પસંદગી હતી. પણ એ સઘળા યુદ્ધ-અંકો સોનાને વઝને ખરીદવા અને ઝિન્દગીભર સંઘરવા જેવા છે. દુન્યાભરના તે વેળાના ઉત્તમોત્તમ પત્રોના ઉત્તમોત્તમ યુદ્ધ-સાહિત્યનો ગર અને માવો એ અંકોમાં રક્ષિત છે—અને તે, વિચાર અને સમાચાર ઉભયને અંગે. ખુદ મુહમ્મદઅલીના "The Campaign" ને મથાળે આવતા લાંબા અઠવાડિક લેખો એટલા તો રસીલા અને લશ્કરી જ્ઞાનથી, લડાઇના દાવપેચની જાણ અને બારીક ભુગોળ-જ્ઞાનથી ઓતપ્રોત હતા કે વાંચનારને વારંવાર એમજ વિચાર છુટયા કરતો કે એ લેખક, કલમનો ધણી હોવાને બદલે જો તલ્વારનો ધણી હોત તોય કેવો મહાન અને સફળ જનરલ થઈ સકયો હોત! એ લેખોમાં ચાલુ લશ્કરી હારજીતોની તુલનાઓ અને સમજણો આવતી હતી, અને લડાઈમાં બનતા બનાવો ઉપર એવી ટીકાઓ કરવામાં આવતી હતી કે વાંચક જાણે લડાઇના મયદાનમાં પોતે ઉભો રહી સઘળું નઝરો નઝર જોઈ રહયો છે! વળતામાં વાંચકને પણ એમજ ભાસ થતો કે એ તુલનાઓનો લેખક જાણે લડાઇના લશ્કરી મથક ઉપરથીજ એ સઘળું લખી રહયા છે! માશા અલ્લાહ.

## મુહમ્મદઅલીના યુદ્ધ-લેખો

એ લેખો દેશ આખામાં પંકાયા હતા. તે એટલે લગી કે રૂટર અને એસોસિયેટેડ પ્રેસવાળાઓ સુધ્ધાં દિલ્હીથી વારંવાર તેમાં આવેલ અભિપ્રાયોના તારો છોડતા હતા. મદ્રાસના "ધી હિન્દુ" અને મુંબઇના "ધી ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"માં પણ એવા તુલના-લેખો

અઠવાડિયે અઠવાડિયે આવતા હતા. એ બે અપવાદો સિવા, એ કળામાં મુહમ્મદઅલી સાથે હિન્દમાં તો કોઇ સ્પર્ધા નહતોજ કરી સકયો. અને એ બે પણ "કોમરેડ"ને ભાગ્યેજ કદી કુદી ગયા હોય. સરકારી વર્તુળોમાં એ લેખો ચીવટથી વંચાતા હતા. અને તે બદલ મુહમ્મદઅલી સત્તાવાળાઓની નઝરમાં પ્રિય હોવાને બદલે ખુંચતા હતા. "કોમરેડ" દેખીતી રીતે તો "તુર્કોની પસંદગી"ના લેખ માટે ગુંગળાવી દેવામાં આવ્યું પરંતુ લડાઇની એ લેખ–માળા પણ તેના ખુનનું એક કારણ નહોય, એ માની સકાતું નથી.

મન અઝાં હુસ્ને રોઝ–અફ્ઝું કે યૂસુફ દાશ્ત, દાનિસ્તમ
કે ઇશ્ક, અઝ પર્દએ ઇસમત બિરૂં આરદ ઝુલૈખારા.

## ગાયકવાડના બચાવમાં

"કોમરેડ"ના બીજા યાદગાર લેખોમાં તે લેખમાળા પણ ગણાવવીજ જોઇએ, જે મુહમ્મદઅલીએ દિલ્લી દરબારની સલામી વેળાએ મહારાજા ગાયકવાડના શહેનશાહ જયોર્જ સાથેના વર્તન વિષેની ચર્ચા સંબંધી લખી હતી. ગાયકવાડ સામે વર્ષોથી બફાઈ અને ભરાઈ રહેલા ગોરાઓ માટે તે, એક વારંવાર નહિ આવે એવી તક હતી, જે તેમણે મનમાનતી રીતે સાધી. બિચારા મહારાજા સામે હુમલાઓ ઉપર હુમલા હતા. ગીધો મુર્દાઓને અને શિયાળ શિકારને ફાડી ખાય છે તેમ સઘળા, સઘળી દિશાઓમાંથી, એ એકસને ફાડી ખાઈ રહયા હતા અને તેનો એકે મદદગાર ન હતો. કારણ કે શહિનશાહની શખસીયત વચ્ચે હોવાથી મહારાજાના બચાવમાં બે બોલ બોલવાની કોઇનામાં હામ ન હતી. મુહમ્મદઅલી, પોતાના ગઇ કાલના એ આકાની મદદે ધાયા અને એવી કાબિલિયત, ધમશ અને નિડરતાથી તેમનો બચાવ કર્યો કે શત્રુઓ અબોલ બની ગયા અને દિગમુઢ રહી ગયા !

"કૉમરેડ"ની બીજી યાદગારોમાં મિસ કોર્નીલીઆ સોરાબજી નામની ખુશામદખોર, હાફ્રકાસ્ટ લેખિકાની લેવાયલી ખબર પણ ખુબ રસીલી છે. કલકત્તાના "સ્ટેઈટસમેન"માં ગોરાઓની કાળાઓ ઉપર જન્મસિદ્ધ સરસાઈનો દાવો કરનારા લેખના જવાબો પણ તેટલાજ દાંતતોડ છે. અહિં મુહમ્મદઅલીનો ફિલસુફી રંગ દેખવાની વાંચકને પહેલીજ તક મળે છે.

## "હમદર્દ"

બીજું નોંધવાનું તો ઘણું છે પણ તે લંબાણની બ્હીકે જતું કર્યેજ છુટકો. "હમદર્દ"નો રંગ "કૉમરેડ" કરતાં કેવળ જુદોજ હતો. એ ઉર્દુ દૈનિક આમ વર્ગ માટે કાઢવામાં આવ્યું હતું. જ્યારે "કૉમરેડ" બેશક ખાસ કેળવાયલા વર્ગ માટેનું અંગ્રેઝી અઠવાડિક હતું. અફસોસ છે કે "હમદર્દ"ની સેવાઓની મુખ્તિસિર નોંધ પણ અહિં લેવા માટે સ્થાન નથી. નિકર, ઉર્દુ અખબારનવીસીમાં અંગ્રેઝી ભાષાના એ અજોડ અધિપતિએ પણ કેવા કેવા પુષ્પો ખીલવ્યાં, તે દેખાઈ આવત. એકજ વાત અને બસ. "હમદર્દ" ટાઈપમાં છપાતું પહેલું ઉર્દુ દૈનિક હતું અને મુહમ્મદઅલીનો એ કંઈ ન્હાનો સુનો સાહસ ન હતો. કમનસીબે એ અખતરો નિષ્ફળ નીવડયો અને હમદર્દને પાછળથી પ્રચલિત "લીથો"માં છપાવવું પડયું. મુહમ્મદ-અલી માત્ર દિશાજ—અને ઉર્દુ છાપકળામાં સુધારાની એક અગત્યની દિશા—દેખાડી ગયા.

એવા સાહબ-દિલ અને સાહબ-દિમાગ તંત્રીને મુલ્ક અને મિલ્લત આજે રડી રહયાં છે.

# ૩

## વક્તા

"ઇન્ન મિનલ બયાનિ લસિહરા!"

(સાચેજ, વાણીમાં જાદૂ છે!)

—હદીથ

નૂરે હક વો શમ્એ અન્વર હય, જો બુજ સકતી નહીં;
હય ખુદા હાફિઝ, ચરાગે રહગુઝારે બાદકા!
અઝ્મે આશિક હય ખુદ અપની કામયાબીકી દલીલ;
નામભી લેના ન હરગિઝ કોશિશે બરબાદકા!

......

તકવાકે બઅ્દ ખવફ કહાં, હુઝ્ન ફિર કહાં?
આલમહી છક જુદા હય વો, રંજો મહનસે દૂર!

......

યે નૂર ખુદાકા હય, બુજહાએ ન બુજહેગા!
કુછ દમ હય અગર તુજહમેં, તો આ! તૂભી બુજહા દેખા!

......

તુમ યૂંહી સમજહના, કે ફના મેરે લિયે હય!
પર ગયબસે સામાને બકા, મેરે લિયે હય!

મુહમ્મદ અલી

## વકતા.

### હિન્દના મહાન વક્તાઓ

અને આપણા આ અભ્યાસના નાયક, જેવા અજોડ તંત્રી અને પત્રકાર હતા તેવાજ અનેરા વકતા અને ખતીબ (ભાષણકાર) પણ હતા. સામાન્ય રીતે જે કલમ ઉપર કાબુ ધરાવે છે તે ઝબાનનો ધણી નથી હોતો. જેની ઝબાન ચાલે છે તેની લેખિણી નથી ચાલતી. બંનેને દાસી તરીકે આજ્ઞા કરી સકનાર, બંનેથી ફાવે ત્યારે અને ફાવે તેવી સેવા લઈ સકનાર વિદ્વાનો અને નસીબદારો દુન્યામાં ઓછા હોય છે. મુહમ્મદઅલી તેવા ઓછાઓમાંના એક હતા; એવા એકકાઓમાં એકલા હતા. આપણું આજનું હિન્દુસ્તાન, ગઈ કાલના અરબસ્તાન પેઠે ખુદાના ફઝલથી, જાદૂ-બ્યાન વકતાઓથી ખાલી નથી, ભરપુર છે. દરેકે દરેક પ્રાન્તમાં, દરેકે દરેક ઝબાનમાં. બંગાળના સિંહે પોતાની પહાડી ગર્જનાઓથી અને હિન્દની બુલબુલે પોતાની ગીતમય હાકલોથી હિન્દુસ્તાનજ નહિં, ફિરંગિસ્તાન પણ ગજાવી અને જગાડી, ચમકાવી અને ચેતાવી દીધાં હતાં; શાપૂરજી સકલાતવાળા બ્રિટિશ પાર્લામેન્ટની સાતસો ચુનન્દાઓની હદમાંજ નહિ આખા ઇંગ્લેન્ડના મેકસટનો અને મેકડોનલ્ડો, લોઈડ જ્યોર્જો અને બીવરબ્રુકો, ચર્ચિલો અને ફૂકો જેવા ધીમાન ખતીબો અને વકતાઓની સફમાં—અને તેમનીજ ભાષામાં, ડઝનોથી ચઢે એવા છે અને ખરેખર, એકથી પણ ઉતરે એવા નથી. અહિં હિન્દમાં, આજે અશરફઅલી આત્મિક દુન્યામાં ફાવે ત્યારે હઝારોની મેદનીને લઈ જઈ, તેમની આંખોમાંથી મોતીનો વરસાદ વરસાવી સકે છે, અબુલ કલામ નિશ્ચયો કરાવી સકે છે, અહમદ સઈદ વિચારો ફેરવી સકે છે, અબ્દુલ માજિદ ચિત્ત ચોરી સકે છે, જવાહિર મુંડી-વાદીઓને ધ્રુજાવી અને મઝદુરોને અધીરા બનાવી સકે છે, વલ્લભભાઈ

વાણિયાઓને સિપાહીઓ, વેપારીઓને ક્ષત્રીઓ તથા ખેડુતોને સાધુઓ અને ત્યાગીઓ બનાવી સકે છે. એવા એવા અજોડ વાણીવીરોની પલટણ આજે ભાગ્યેજ દુન્યામાં બીજે કશે હશે. એવા સહચરોની સફમાં મુહમ્મદઅલી પણ કોઈ હતા; મુહમ્મદઅલી પણ એક હતા. અને ખૂબી એ છે કે બન્ને ભાષાઓમાં, ઉર્દુમાં પણ અને અંગ્રેજીમાં પણ.

આપણા નામદાર આકા (સલ.) ની એક વ્યાખ્યાનુસાર ઉચ્ચ અને ઉચિત કવિતા તે છે જેમાં ડહાપણ હોય અને ઉચ્ચ અને ઉત્તમ વાણી તે છે જેમાં જાદૂ હોય. મુહમ્મદઅલીની કવિતા પણ ડહાપણ પૂર્ણ હતી.–જેને વિષે મ્હેં આગળ અનેકવાર અને અહિં તહિં ઘણું લખ્યું છે અને અહિં પણ હવે પછી કંઇક લખીશ–અને વાણી પણ જાદુ જયમ અસરવાળી હતી–જેના થોડાક ચુનંદા દ્રષ્ટાંતોજ અહિં આપી દેવા બસ થશે.

## "ત્રણ મિનિટ"નો અડધો કલાક!

૧૯૨૦ માં ખિલાફત ડેપ્યુટેશન લંડન હતું ત્યારે ઇંગ્લેન્ડમાં મઝદુર પક્ષની મ્હોટી વાર્ષિક પરિષદની બેઠકો ભરાઈ હતી અને તેમાં મુહમ્મદઅલીને તથા કોંગ્રેસના મંત્રી તરીકે નામદાર વિઠ્ઠલભાઈ પટેલ તે વેળા લન્ડનમાં હતા, તેમને નોતરવામાં આવ્યા હતા. બંને સાહબો મિ૦ જ્યોર્જ લેન્સબરીની સાથે–જેઓ તે વેળા "ડેઈલી હેરલ્ડ" ના તંત્રી હતા અને હાલમાં બ્રિટીશ બાંધકામ ખાતાના વઝીર છે–પરિષદમાં હાઝિર થયા. હિન્દી માગણીઓ અને ખિલાફતી લાગણીઓ આ સબળ પક્ષના ચુનંદાઓ સમક્ષ પેશ કરવાનો મુહમ્મદઅલી માટે આવો મવકો ફરીવાર નહિં આવે એવો હતો. અને મવકા સરી જવા દે તે મુહમ્મદઅલીજ ન હોય. તેમણે બોલવાની પરવાનગી માગી. પરિષદના પ્રમુખ મી૦ આર્થર કુક હતા જેમની લોખંડી વક્તૃણો મશહુર છે.

તેમણે મહા મહેનતે મુહમ્મદઅલીને ત્રણ મિનિટ આપી. પરિષદનું કાર્યક્રમ અત્યંત લાંબુ હોવાથી અને પાસે સમય ન હોવાથી વધુ વક્ત આપી સકાય એમ નહતું. આપણા વકતાને તો વક્ત જોઇતો હતો; પરવાનગીજ બસ હતી. કોઈ બીજો એમની જગ્યાએ આ હદ બંદીથી કાં અકળાઈ જાત કાં બોલતેજ નહિ. મુહમ્મદઅલીએ શુરૂઅ કર્યું. આરંભના વાકયોમાં શ્રોતાઓ ઉપર જાદૂની ભુરકી નાંખી દીધી. જયારે ત્રણ મિનીટ ખલાસ થઈ ત્યારે પ્રમુખની ઘંટડી વાગી. હોલની ચોમેરથી "ચાલુ રાખો!" "બોલવા દો!" "બોલ્યા જાઓ!" ના સાદો સંભળાયા. મી૰ કુક્નું લોઢું મીણ થયું. તેઓ પરિષદની સામાન્ય ઇચ્છાને નમ્યા. મુહમ્મદઅલી પુરા અડધા કલાક લગી બોલ્યા!

"ધી ટાઇમ્સ" (લંડન) જેવા દુશ્મન પત્રે પણ આ વાણી–જાદુની સચિત્ર નોંધ લીધી હતી અને વકતાના અંગ્રેઝી ભાષા ઉપરના અસામાન્ય કાબુના પુષ્કળ વખાણ કર્યા હતા. અને વાત પણ એજ છે કે લંડનના જુદા જુદા પ્રસંગો અને વિષયો ઉપર અપાયલા તેમના સંખ્યાબંધ ભાષણોમાં, આ ભાષણ "ગોળમેઝ પરિષદ"માં અપાયલા તેમની ઝિન્દગીના છેલ્લા ઐતિહાસિક અને યાદગાર ભાષણથીજ ફક્ત ઉતરતું છે.

## આર્મિનિયનોને હંકાવી કાઢયા

બીજે અઠવાડીયે તેમણે પેરિસમાં પણ એક યાદગાર ભાષણ આપ્યું. ત્યાંના ટાઉન હોલમાં તે અપાયું હતું, જે ફ્રેંચ પાટનગરના અગ્રગણ્ય નાગરિકોથી ચિકાર ભરાઈ ગયો હતો. મુહમ્મદઅલી તુર્કીમાં આર્મિનિયનોના વસવાટનો સવાલ સમજાવી રહયા હતા અને કહેવાતી આર્મિનિયન કતલની હકીકત બયાન કરી રહયા હતા. તે દરમિયાન હોલમાં ભરાઈ બેસેલા બે ત્રણ આર્મિનિયનોએ ભાષણમાં ખલેલ નાંખ્યું.

વક્તાએ તેમને સાંભળવાની વિનંતિ કરી કહ્યું કે ભાષણને છેડે હું તમને બોલવા દઈશ કે તમારા સવાલોના જવાબો પણ આપીશ. તેઓ વધારે ગરબડ કરવા અને ગાળો ભાંડવા લાગ્યા. મુહમ્મદઅલીએ સભાજનોને ઉદ્દેશી કહ્યું કેઃ–

"બાનુઓ અને ગૃહસ્થો! તમેજ કહો કે જ્યારે બે ત્રણ આર્મિનિયનો, પરદેશમાં આટલી સરઝોરી કરી સકે છે તો પોતાના દેશમાં જ્યાં તેઓ લાખોની સંખ્યામાં છે, કેવી કેવી શરારતો રમતા હશે?"

આ શબ્દો સાંભળતાંજ સભાજનો રંગમાં આવી ગયા. અને આર્મિનિયનોને બળઝોરીથી બાહિર કાઢી મુકવામાં આવ્યા. જ્યારે તેઓ બાહિર ગયા ત્યારે મુહમ્મદઅલીએ વળી પાછી ટકોર કરી કેઃ–

"આપણને આશા રાખવા દો કે તુર્કીમાંથી પણ આ દેશદ્રોહી ટોળાને એવીજ રીતે પાણીચું આપવામાં આવશે.!"

આ કટાક્ષ પણ, આગલા ટાણા પેઠે જ ચોમેરથી હસાહસ અને તાળીઓની ખંડણી પામ્યો.

## જિન્નાહ અને "જવહર"ની ભાષણ–સ્પર્ધા

ઓલ ઇન્ડિયા મુસ્લિમ લીગની ૧૯૨૭ની બેઠક સૈયિદ રઝાઅલી સાહબના પ્રમુખપણા હેઠળ મુંબઇમાં ભરવામાં આવી હતી. બેઠક દિવસે ગ્લોબ થિયેટરમાં મળતી હતી. અને સબજેક્ટસ કમિટી રાત્રે સેવોય કલબમાં મળતી હતી. બીજા દિવસની બેઠક પછી રાત્રે સબજેક્ટસ કમિટીમાં કોહાટવાળી દરખાસ્તના ખરડા ઉપર મુહમ્મદઅલી જિન્નાહ અને મુહમ્મદઅલી 'જવહર' વચ્ચે ખુબ ટપાટપી થઈ અને મોડી રાત સુધી–લગભગ સવાર સુધી–ચર્ચા ચાલ્યા અને વાટાઘાટ થયા છતાં

સમજુતી થઈ સકી નહિં. ઠરાવ જિન્નાહનો હતો, સુધારો 'જવહર' નો હતો. બંને મકકમ રહયા. છેવટે એ નકકી થયું કે બીજે દિવસે સહાંજે લીગની ખુલ્લી બેઠકમાંજ એ વિષય ચર્ચાય અને ખુલ્લે મતે ત્યાંજ ફયસલો થાય.

સબજેક્ટસ કમિટીમાં જિન્નાહની ઘણીજ સ્પષ્ટ બહુમતી હતી. મુહમ્મદ અલીને પોતાના વાકચાતુર્ય ઉપર વિશ્વાસ હતો. બીજે દિવસે મગરિબ પછીની બેઠકમાં મી૦ જિન્નાહે એ ઠરાવ ઘણીજ કાબિલીયતથી એક ઘણે ભાગે કેળવાયલા વર્ગની મજલિસ સમક્ષ પેશ કર્યો. કેળવાયલો વર્ગ એટલા માટે કે ઓલ ઇન્ડિયા મુસ્લિમ એજ્યુકેશનલ કોન્ફરન્સ પણ એજ સપ્તાહમાં એજ થિયેટરમાં ચાલુ હતી. સાહિબઝાદા સર આફતાબ અહમદ મર્હુમ, મવલાના હબીબુર્રહમાન શેરવાની, ડૉ૦ શફાઅત અહમદ, સૈયિદ ગુલામભીક 'નયરંગ' મવલાના ઝફર અલી, બેરિસ્ટર બરકત અલી, મવલ્વી રફીયુદીન વગયરહ વગયરહ ઘણા બુઝુર્ગો હાઝિર હતા. એ સઘળા મુહમ્મદ અલીની વિરૂધ્ધ હતા. અલીગઢ પાર્ટી વિરૂધ્ધ હતી, હયદરાબાદ પાર્ટી વિરૂદ્ધ હતી, મુંબઇ પાર્ટી લગભગ અડધી વિરૂધ્ધ હતી.

મી૦ જિન્નાહનું ભાષણ અસરકારક હતું. તે પુરૂં થયું ત્યાં સુધી સભા આખી ઉત્સાહભેર તેમની સાથે હતી. મવલ્વી રફીયુદીને ટેકો આપ્યો અને ઉર્દુમાં ભાષણ કર્યું. ત્યાર પછી મવલાના શવકતઅલીએ વિરોધમાં પહેલ કરી. તેઓ એક મુખાલિફ વાતાવરણમાં જાણે એક "એડવાન્સ ગાર્ડ" નું કામ કરતા હોય એમ લાગતું હતું. કારણકે વાત યાદ રાખવી ઝરૂરી છે કે આ દિવસો અલી બિરાદરોની લોકપ્રિયતાના નથી તેઓ, ચાર વર્ષ ઉપર હતા, તેવા માનીતા નથી અને ખાસ કરીને નેતાઓમાં તો હજી વધુ અળખામણા છે. અહિં વળી લીગના

આજના પ્રમુખ તો તેમના ખાસ દુશ્મન છે. ટુંકમાં જિન્નાહ સાહબના હમનામ હરીફ 'જવહર' સાહબ, 'મ્હોટા ભાઇ' બેસતાંજ,

"અબ જિગર થામ કે બયઠો મિરી બારી આઈ!"

કહેતા ઉઠયા, અને વાણી–જાદુના જવહરો ખરવા અને વિખરવા લાગ્યા. તેમણે પ્રથમ ઉર્દુમાં ચલાવ્યું. લોકોએ તેમને શાન્તિમાં સાંભળ્યા. પાંચ મિનિટમાં તો તેઓ સઘળા એવી ભુરકીમાં આવી ગયા કે મુહમ્મદઅલીને વાકયે વાકયે તાળીઓ અને સ્વિકાર–ગર્જનાઓ વડે દાદ અપાવા લાગી. ભાષણ અડધું ઉર્દુમાં અને અડધું અંગ્રેઝીમાં હતું (કદાચ મી૦ જિન્નાહને સમજાવવા માટે, કે તેઓ ઉર્દુ જાણતા નથી.) મુહમ્મદઅલી બેસી ગયા ત્યારે જલ્સાનો ઉત્સાહ એટલો અપુર્વ હતો કે તે શબ્દોમાં વર્ણવી સકાવવો અશકય છે. જોત જોતામાં શું થી શું થઇ ગયું! મિ૦ જિન્નાહ જવાબ વાળવા ઉભા થયા ત્યારે, તેમના જેવો પણ, કુ ચનેજ બોલી રહયો છે એમ સાફ જણાઇ આવતું હતું. પોતેજ પોતા ઉપરનો વિશ્વાસ ખોઈ બેસ્યા હોય એમ લાગતું હતું. જિન્નાહ જિન્નાહજ ન હતા. અને તેઓ જે બોલતા હતા તે જાણે મુંગા કાનો અને બ્હેરા અંતરો ઉપર પડતું હતું. અંતે જયારે મતો લેવાયા ત્યારે તેમના પુરાણા શત્રુ મવલવી રફીઉદીન સિવા આખા થિયેટરમાં તેમનો એકે મિત્ર ન હતો. મિસીસ જિન્નાહ પણ નહિં! આરંભમાં હરકોઈ તેમની સાથે હતો. અંતમાં એકજ. આરંભમાં ભાગ્યેજ મુહમ્મદઅલી સાથે કોઇ હતો અંતમાં ભાગ્યેજ કોઇ વિરૂદ્ધ હતો. લુત્ફ એ છે કે આ મયદાન મુખાલિફોથી ઉપર કહ્યું તેમ ઉભરાઇ રહેલી મેદનીમાં આવી શાન અને સફળતાથી સર થયું હતું. આ છે વાણીના જાદુનો કરિશમો!

કોઈ "હિન્દની બુલબુલ" પણ કહેવાય છે ના? વાણીની તે જાદુગરણી પણ ત્યાં હાજિર હતી. તેણે પણ એ તમાશો સાંભળ્યો.

અને હરીફોની તે ખાસ મિત્ર થાય છે. તેના અંતર ઉદગારો શું હશે? તેનું નામ સરોજિની નાઇડુ. જી. કે. નરીમાન સાહબ પણ જોતા અને સાંભળતા હતા. તેમણે પોતાની સુઘડ અને સુંદર શૈલિમાં આ દ્રશ્યને બીજેજ દિવસે દોરી દીધો. મિ૦ જિન્નાહના ચ્હેરા ઉપર શરમના શેરડા, મુહમ્મદઅલીની જાદુબયાની, સભાનો તેમની પ્રત્યે એકા એક ઉભરી નીકળેલો અપુર્વ પ્રેમ વગયરહ સઘળુંજ. અને મને યકીન છે કે આ વિદ્વાન પારસી ટીકાકારની ખંડણી વાંચ્યા પછી, હું માનું છું તેમ હરકોઈ માન્યા વિના નહિ રહે કે ગ્લોબ થિયેટરમાં તે સ્હાંજે હાઝિર રહેનારાઓએ વાણીનો તે ચમત્કાર જોયો હતો જે ઝિન્દગીમાં એક બે વારજ જોવામાં આવે છે અને જેઓ હાઝિર નહતા તેમણે એક એવો અનુભવ ખોયો હતો જે ક્વચિત ક્વચિતજ મેળવી સક્રાય છે.

લખનૌમાં મવલાના અબ્દુલ કલામ અને મવલાના મુહમ્મદઅલી વચ્ચેનું વાણી-યુદ્ધ એ બંને બુઝુર્ગોના વાક્ચાતુર્યનો એક એવોજ બીજો દ્રષ્ટાંત છે. 'અલ-હિલાલ" ના અધિપતિ અને "હમદર્દ"ના તંત્રી વચ્ચેની એ મિત્રાચારી ભરી રસાકસી હતી. કિસ્સો અત્યંત દિલચસ્પ છે પણ લંબાણની બ્હીકે અહિં તે પડતો મુકયેજ છુટકો. અને એવીજ રીતે બીજા એવા સંખ્યાબંધ દાખલાઓ પણ વટાવી દેવાજ રહયા.

## હાઝિરજવાબી અને ટાંકણ-શકિત

મુહમ્મદઅલી, ભાષણ દરમિયાન થતા વિરોધ-પડઘાઓના કે બોલાતા પ્રસંશા-વેણોના જવાબો આપવામાં પણ ઉસ્તાદ અને એકક હતા. ખરેખર, તેમની હાઝિર જવાબો હયરત અંગેઝ હતી, એ સેંકડો ભાષણોમાં દેશ આખામાં થયલી હાસ્ય-ટુચકાઓ, કટાક્ષ-બાણો

ટાણા-વેણા અને પ્રતિયુત્તરોની રસીલી બહોળી વેર-વિખેરનેજ કોઈ એક સ્થળે ભેગી કરી નાખે તો મોકળા સાહિત્યના ખઝાનામાં એક સુંદર પુસ્તકનો ઉમેરો થઈ જાય. એમાંનો પેરિસના ભાષણમાંથી આર્મિનિયનો વિષેનો એક નમુનો વાંચકોએ જોયો; બીજા ક્યાં લગી ગણાવું? સુંદરમાં સુંદર જયાં સઘળું હોય તેમાંથી શું પસંદ કરૂં? એક કરાંચીના મુકદમા વાળુંજ કોર્ટમાં અપાયલું તેમનું લાંબુ ભાષણ વાંચો. એકલા તેમાંથીજ તમને એવા સંખ્યાબંધ રમુજી અને રસીલા ટુચકા મળી સકશે. એક નમુનો આ રહયોઃ—

મુહમ્મદઅલીના ભાષણ દરમિયાન નામદાર જજ સાહબ કમનસીબે ઉંઘી ગયા. કોઇએ તેમનું લક્ષ એ પ્રત્યે દોર્યું. શી કાતિલ બેતકલ્લુફીથી તેમણે ટકોર કરીઃ—

"એમ પણ કહેવતમાં ન્યાયને આંધળો તો કહયોજ છે ના? તે હવે ઉંઘી જાય તો શી હરકત છે?"

એવીજ રીતે બંધ બેસતી ફારસી ઉર્દુ કડીઓ અને પંક્તિઓ પોતાના ભાષણોમાં તેઓ એટલી તો છુટથી અને લગભગ બેરીત મોકળાપણાથી ટાંકતા કે સાંભળનારા હયરતમાં પડી જતા. એવી ટાંકણ-શૈલિ કંઈ નવી નથી. ઉર્દુમાં તે પ્રચલિત છે. મુહમ્મદઅલી એકલાજ કંઈ તેનો ઉપયોગ કરનારા નહતા. પરંતુ ખુબી એવી ટાંકણમાં છે જે વિષયને એકદમ 'ફિટ' બેસતી હોય અને તેઓ હરહમેશ એવીજ કાવ્ય ટાંકણો ટાંકતા હતા. અસહકાર એક ગંભીર રમત હતી. સરકાર પ્રત્યેની ઉઘાડી બે વફાઈ ભયભીતજ હોય. પણ જયારે ૧૯૨૦માં ગાંધીજીએ તે દેશ આખામાં આરંભી ત્યારે મુહમ્મદઅલીએ તેના ગુણો અને કારણો સમજાવી લાખોની શ્રોતા-મેદનીમાં કેવી બંધબેસ્તી અને અંતરે ખોસાઇ જતી કડી ટાંકી કેઃ-

**હાં, વો ખુદા પરસ્ત હય ! જાવ વો બેવફા સહી !**
**જિસકો હો દીનો દિલ અઝીઝ, ઉસકી ગલીમેં જાએ કયું ?**

( આ વિષયને—એટલે મુહમ્મદઅલીની અદ્દભુત–ટાંકણુ શકિતને મ્હેં એક નોખા લેખ દ્વારા "સાદિક" માસિકના રમઝાન અંકમાં ચર્ચ્યો છે. વધુ ઉદાહરણો ઇચ્છનારા રસિકોએ તે વાંચી લેવા કૃપા કરવી. )

## લેખન અને ભાષણ સાહિત્ય સંઘરવાની ઝુરૂરત

મુહમ્મદઅલીનું લેખન–સાહિત્ય, મુલ્ક અને મિલ્લત માટે એક ઉમદા ખઝાનું છે અને ખુશીની વાત છે કે તે સુરક્ષિત છે. ગમેતેવી વિખરાયલી દશામાં હોય છતાં તેને એકઠું કરવાનું કામ કઠિન નથી; ખરેખર અસંભવિત તો નથીજ. તેમનું ભાષણ–સાહિત્ય પણ તેમના લેખન–સાહિત્ય જેટલીજ અગત્યતા ધરાવે છે. ઘણું કરીને એ અર્થમાં તેથીએ વધારે અગત્યતા ધરાવે છે કે નઝરબંદીના સાડા ચાર વર્ષ પછીની તેમની ઉમ્રના અગીઆર વર્ષ, દેશના ઇતિહાસ અને તેમના જીવન, ઉભયના બહુજ તુફાની વર્ષો છે. અને એ અરસા દરમિયાનજ તેમણે બોલેલું ઘણું ખરૂં બોલાયું છે. એ અરસા દરમિયાન તેઓ ફરીવાર તંત્રી થયા– "કોમરેડ' અને "હમદર્દ" પુનઃ ચાલુ થયા–એ વાત ખરી. પણ એક તો તે ઘણી મુખતસિર મુદ્દત માટેજ અને બીજું તેમની લગભગ ચાલુ બિમારીઓને લીધે એ ટુંક મુદતમાં પણ તેમની પોતાની લેખિણીએ જુજ જાજજ લખ્યું છે. અને ખરેખર એટલું તો નથીજ લખ્યું જેટલું તેમની જીભે બોલ્યું છે. વળી "કોમરેડ"– "હમદર્દ"નો બીજો દવર કડવી અને આકરી ચર્ચાઓથી ભરપુર છે જેના પણ તેઓ, હું આગળ સમજાવી આવ્યો છું તેમ, અજોડ ઉસ્તાદ હતા. ભાગ્યેજ કોઈ એવો તેમનો મધ્યકાલનો નેતા–સહચર હશે જેની જોડે તેમને તીક્ષ્ણ મતભેદો

ન હોય. સંખ્યાબંધ મીઠા સંબંધો તુટી ગયા હતા. મતનો હક હરકોઈને છે. તેમના અભિપ્રાયો અને વિચારો તેમના પ્રમાણિક નિર્ણયોને અનુસરીને હતા; અન્યોના મતો અન્યોની મતી અનુસાર હતા. એ તેમની બીમારીઓ અને આર્થિક બખેડાઓને લઇનેજ હોય. પણ જાણે આખા દુન્યા જોડે લડાઇ હતી અને પોતાનાજ એક હકાની શિઅરનું અમલમાં જાણે પોતે ભાષાન્તર થઈ ગયા હતા:—

તવહીદ તો યે હય કે ખુદા હશ્રમેં કહદે,
"યે બંદા દો આલમસે ખફા મેરી લિયે હય!"

એવી ચર્ચાઓમાં,—ગયર મુસ્લિમો સાથેના ઝગડાઓ બાદ કાઢતાં—ખાજા હસન નિઝામી સાહબ સાથેની બાથંબાથ અત્યંત આકરી, અને અંગત કટાક્ષો, આક્ષેપો અને બાણુ–ટાણાઓના નમક અને મરી મસાલાથી ભરચક હતી અને ઘણું કરીને સૌથી લાંબી હતી. ઝફરઅલી ("ઝમીનદાર" વાળા) સાથેની જંગ ગદ્ય અને પદ્ય (નઝમ અને નથર) બંનેમાં લાંબા કાળ લગી ચાલી હતી બલ્કે ચાલુજ રહયા કરતી હતી. તેમાં ખાટું મીઠું ઘણું હતું એ ખરું; પણ તે તુરી અને કડવી વાનીઓથી પણ કોરી રહી સકી ન હતી. સુહ્દિ કુફુરી ચર્ચાઓ; કુબ્બાવાળા લેખો; સૈયિદ હબીબ "સિયાસત" વાળા સાથના મતભેદો; મુશીર હુસયન કિદવાઈ, છોટાણી, બરકતઅલી સાથેની તું તાં વગયરહ ગણાવી સકાય. એ દફન થયલા ફિત્નાઓને હવે યાદ કરવામાં સાર નથી. તેમને ચર્ચવામાં ફાયદો નથી. તેમને ગણાવવામાં મકસદ એજ હતી કે "કોમરેડ"–"હમદર્દ" ના બીજા ટુંકા દવરમાંથી એ ચર્ચાઓવાળા સાહિત્યને કાઢી નાંખીએ તો મુહમ્મદઅલીનું બીજું લેખન ઓછું બાકી રહે છે–અને જે છે તે પણ સલામત તો છેજ.

નઝરબંદી સુધીના મુહમ્મદઅલી, તંત્રી હતા અને તેથી સ્વાભાવિક રીતે લખતા વધુ અને બોલતા ઓછું હતા. નઝરબંદી પછીથી મરણ–

પર્યંતના મુહમ્મદઅલી, નેતા હતા અને તેથી બોલતા બહુ અને લખતા ઓછું હતા. ઉપર કહયું તેમ આનંદની વાત છે કે તેમનું લેખન-સાહિત સુરક્ષિત છે, તેનું સંગ્રહ કાર્ય કઠિન નથી, અને યકીન છે કે કોઇને કોઈ એ સેવા માટે ટુંકમાં બાહિર પડશેજ. ઘણીજ દિલગીરી સાથે કહેવું પડે છે કે તેમનું લેખન કરતાં પણ વધુ બહોળું અને વધુ આકર્ષક ભાષણ સહિત વિસ્મરણની વમળો તળે સદાને માટે લગભગ અદ્રશ્ય થઈ ગયું છે. કેટલુંક તો છેકજ ગયું કેટલુંક રહયું ન રહયું જેવું, એટલે છાપાના નમાલા અને અધુરા રિપોર્ટોથી લઈ અને તારી સકાય એવું છે અને ઘણુંજ થોડું—અને તે ઘણે ભાગે અંગ્રેઝી-એવું હશે જે, કાળજી પુર્વક લેવાયલા ટુંકાક્ષરી રિપોર્ટોને પ્રતાપે આપણને તેની, સંપૂર્ણ અને અસલ દશામાં તો નહિંજ પણ લગભગ સપૂર્ણ અને અસ્લ દશામાં મળી સકશે. જે સાહિત્ય સેવક એને એક ઠેકાણે સંગ્રહી લેવાનું બીડું ઝડપશે તેના સાહસને અગાઉથીજ દાદ આપવી રહી. તેનું કામ અત્યંત બીકટ પણ છે અને અત્યંત કંટાળા ભર્યું પણ. છતાં તે થઈ સકે એટલું સંપૂર્ણ થયેજ છુટકો. કોઈને તે કરવુંજ રહયું. અને જે કરશે તેણે ભાષણ-સાહિત્યની અને મુસ્લિમ-હિન્દની કદી ન વિસરાય એવી સેવા બજાવી કહેવાશે.

સરકારી સી. આઈ. ડી. ના ટુંકાક્ષરી રિપોર્ટરો વર્ષો લગી પડછાયા પેઠે મવલાનાની સાથે ફર્યા અને રહયા છે. તેમના ઘણા ભાષણોના ઉત્તમ રિપોર્ટો જયાં કોઈ કને નહિ હશે ત્યાં સી. આઇ. ડી. ની ફાઇલોમાં તો હશેજ. એ ફાઈલોના ઉપયોગ અને લાભ આપણને નહિં મળી સકે કે? કંઇ નહિં તો સાહિત્યની ખાતર એ પોલીસ ખાતું પોતાનો થોડાક સહકાર એ અંગે આપશે કે?

# ૪

## કવિ

" ઇન્નમિનશ્શિઅરે લહિકમહ "

( સાચેજ, કવિતામાં ડહાપણ છે ! )

—હદીસ

મુમકિન હય, નાલા જબ્રસે રૂક ભી સકે, મગર
હમપર તો હય વફ઼ાકા તક઼ાઝ઼ા જફ઼ાકે બઅદ!

---

પહલે વ્હા દર્દે દિલ મૂનિસે જાં મુદ્દતોં,
દર્દે જિગર અબકી બાર દેખિયે, કબતક રહે!

---

અય ચારાગરો! ચારાગરીકી નહિં હ઼ાજત;
યે દર્દકી દારૂએ શિફ઼ા મેરે લિયે હય!

---

હો હ઼ુસ્ન-તલબ લાખ, મગર કુછ નહિં મિલતા;
હો સિદક઼-તલબ, ફિર અસરે આહે રસા દેખ!

# કવિ

આગળ આપણે જોઇ ગયા કે મુહમ્મદઅલીને, દુન્યાએ પ્રથમ બારજ–સાડાચાર વર્ષની તે ઐતિહાસિક નઝરબંદી દરમિયાન–કવિ=શાઇર તરીકે પણ ઓળખ્યા. અને તે, તેમની દરેક ચળવળ પેઠે, એક નોખી અને નૂતન શાઇરીના શાઇર. એ નઝરબંદી અગાઉ, આખી ઉમ્રમાં તેમણે ભાગ્યેજ ત્રણ ચાર વાર કાવ્ય–મયદાનમાં ઝિંપલાવ્યુ હશે. અને તે, દિમાગ–શકિત કસવા કિંવા તબીઅતના રંગતરંગ દેખાડવા માટેજ અને તેથી ગઝલ દ્વારાજ.

કવિતાની મશહૂર વ્યાખ્યાઓ પણ જ્યારે સેંકડોની સંખ્યામાં વિકસાઇ છે ત્યારે અણજાણી અને અપ્રચલિતની તો વાતજ કયાં થાય? કવિની દશાને અંગે અને કવિતાની દિશાને અંગે, કવિના લક્ષબિંદુ અને કવિતાના લક્ષણને અંગે, ફિલસૂફના ધ્યેય અને ટીકાકારની તુલનાને અંગે, કવિના દેશ અને કવિતાની ભાષાને અંગે, અહિં જેમ ભિન્નતા અનિવાર્ય છે તેમ વિશેષતા પણ અપારજ હોવી જોઈએ. અને સાચેજ, આ સાગર એટલો વિશાળ અને અપાર છે કે કાવ્ય–વ્યાખ્યાઓની સંખ્યા કાવ્ય–ઉપાસકોની સંખ્યા પેઠેજ અસંખ્ય હોવામાં ન્યૂનતા લાગતી નથી.

કોઈએ એને "માપેલી ભાષા" કહી છે તો કોઈએ "સંગીતની વાણી." કોઈએ એને "લાગણીનું વાહનન્" કહ્યું છે તો કોઇએ "ઉર્મિયોનું પ્રગટન." કદી એ "પ્રેમની બોલી" તરીકે વર્ણવાઈ છે અને કદી "પ્રેરણાની ઝબાન." કયાંક એને "ગાંડાનો લવારો" પણ ગણ્યો છે અને ક્યાંક "નવરાઓની ક્રીડા" પણ. ......મશહૂર અંગ્રેઝ સાહિત્યકાર આર્નોલ્ડે એને "જીવનની ટીકા" કહી છે અને અભ્યાસીઓમાં આર્નોલ્ડ જેવા ઉસ્તાદનો એ ફૈસલો અત્યંત પ્રિય છે. મુહમ્મદઅલીની કવિતા, એ વ્યાખ્યાની

કસોટી ઉપર કસતાં—બીજી અગણિત વ્યાખ્યાઓને મુકાબલે—લગભગ સો ટચની ઉતરે છે અને તેથી, કલ્પનાના મૃગજળના નિરર્થક દર્શનના આનંદ માટે નહિ પણ ઝિન્દગીના વ્યવહારૂ અને અમલી શિક્ષણ માટે અત્યંત ઉપયોગી અને પ્રેરણારૂપ છે આ પુસ્તકની સંકૂચિત હદોમાં, બીજાં અગત્યના પ્રકરણોને ભોગે પણ આ ભાગ જતો નહિ કરવાનું એજ એક કારણ છે. અને શોક એ છે કે આવા ભોગે પણ, આ પ્રકરણ, સ્થળ સંકોચ ને લીધે પ્રસારાવો જોઇએ તેટલા પ્રસારી સકાતો નથી. ૧૯૨૨માં મ્હેં તૈયાર કરેલું અને "ઇન્સાફ" ના તંત્રી અઝીઝી **મુન્શી ફઝલુખાન** સાહએ પ્રસિદ્ધ કરેલું મુહમ્મદઅલીના કાવ્યોનું પુસ્તક "**કેદીના કાવ્યો**" તેની તુલનાઓ, પ્રસ્તાવનાઓ અને તેના ભાષાન્તરો સહિત આખું ને આખું જો મ્હારા વાંચકો આ પ્રકરણના ભાગ તરીકે ગણી લે તો, તેમજ હું પણ દરેક પ્રકરણને આરંભે—અને કદી કદી વચમાં–તેમની કવિતામાંથી છૂટથી ઉતારા આપી રહ્યો છું તે ઉપરજ સંતોષ માની આ પ્રકરણમાં, એ મુશ્કિલથી રોકી સકાય એવી લાલચને વશ ન થાઉં તો કંઇક સવળતા મળે ખરી.

કવિતાના કુર્આની અને હદીથી ધોરણને તો અહિં કોરે મુકયેજ છૂટકો. મુહમ્મદઅલીની ઘણી કાવ્ય–કડીઓ અને પંકતિઓ એ ઉચ્ચ ધોરણને દીપાવે છે અને ખરેખર ઘણીજ ઓછી તેને લાંછન રૂપ છે છતાં તે ધોરણ જેને અમારા પુનિત પયગમ્બરે (સલ.) **હિકમત** (ડહાપણ)ના પાયા ઉપર ચણ્યો છે, એટલો ઉચ્ચતર અને આદર્શ છે કે આ ચરિત્રના નાયકની કવિતાને પણ–તેની ઇસ્લામ-ધગશ અને ધર્મ–વૃત્તિ માન્ય કરવા છતાં—હું તો તેની ઉપર નહિંજ કસું. શું તેમ નહિં કરવામાં મુહમ્મદઅલીને આપણે તલપુર પણ અન્યાય કરીએ છીએ ? નહિંજ.

.. આર્નોલ્ડની "જીવનની ટીકા" તરફ પાછા ફરતાં, એ કહેવાનું નજ હોય કે તેમાં, જીવનને બહોળા, સામાન્ય, સામાજીક, આત્મિક વગયરહ ભાવમાં લેવામાં આવ્યું છે, વ્યક્તિ–જીવનના અર્થમાં નહિં. મુહમ્મદઅલીની કવિતાની ખૂબી એ છે કે તે એક સાથે મુહમ્મદઅલીના પોતાના "જીવનની ટીકા" પણ છે અને એક આદર્શ ઇસ્લામી જીવનની તસ્વીર પણ. કવિ પોતેજ પોતાનો ચિત્રકાર પણ છે અને આદર્શ–દર્શક પણ. તમે મુહમ્મદઅલી વિષે કશુ સાંભળ્યું ન હોય, તેમને જોયા ન હોય અને માત્ર એ કયદ–કવિતાઓજ—હા, કયદ–કવિતા. કારણકે હસરત મોહાની પેઠે કવિતા માટે આવશ્યક અવકાશ મુહમ્મદઅલીને નઝર કયદ અને કયદમાંજ મળ્યો છે અને તેમની સઘળી કવિતાઓ ત્યાંજ રચાઈ છે!—તમારી નઝર સમક્ષ હોય તોય તમ તેમને રજે રજ અને રગે રગ આલેખી સકો. કદાચ હું એનાથીયે સ્હેજ વધીને કહું કે તમે તેમને ઓળખતા હશો અને તેમના વર્તન અને વિચારથી વાકિફ હશો તોય તેમની કવિતાનો અભ્યાસ, મુહમ્મદઅલીને ઓળખવા પારખવાનો તમારો ભ્રમ ભાંગી નાખશે અને તમે કુબૂલી લેશો કે તમે કશું નહોતા જાણુતા,—તો મને યકીન છે કે એમ કહેવામાં પણ હું અતિશયોકિત કરવાનું જોખમ ખેડતો નથી. ખરેખર, ખરા મુહમ્મદઅલી, મુહમ્મદઅલીમાં નથી, મુહમ્મદઅલીની કવિતામાં છે. ભૂતકાળનો મુહમ્મદઅલી; વર્તમાન અને ભવિષ્યકાળનો, ફિરંગ–મોહી અને ઇસ્લામ–પ્રેમી મુહમ્મદઅલી; વતનનો ચાહક અને આઝાદીનો આશિક ઝુલ્મ ઉપર ધીરજ ધરનાર અને શહાદત માટે તલસી રહેલો મુહમ્મદઅલી નિડરતાની એ સાક્ષાત મૂર્ત, સિનેમાના સંખ્યાબંધ ચિત્રો એક પછી એક પટ ઉપર આવી નિરંતર દર્શનનું રૂપ ધારણ કરે છે તેમ કવિતાની કડિયે કડિયે, પંકતિયે પંકતિયે નિડરતાના એકેએક રંગમાં લાગલાગટ દર્શ દઈ રહી છે.

. . . .

ટુંકમાં સાડાચાર વર્ષની નઝરબંદીની પહેલી અને કરાંચી કેસની એ વર્ષની બીજી ફિરંગી કયદ દરમિયાન સ્ફુરાયલી આ છે તો લગભગ ત્રીસેક ન્હાની નઝમોની મુંડી; પણ તે મુહમ્મદઅલીની સંપુર્ણું આત્મ-કથા છે. એમાંજ તેમનું શિક્ષણ છે અને એમાંજ તેમના પરિવર્તનોનો ઇતિહાસ. બીજા શબ્દોમાં, એ એમના દિમાગ અને દિલના જીવન-ચરિત્રો છે.

કહે છે કે કવિયો જન્મે છે, બનતા નથી. પણ કવિતાના એ જન્મની ખબર જન્મ નથી આપતો, પ્રસંગ આપે છે. માણસ કવિ જન્મે એટલે તેનામાં કવિતા પણ જન્મી ગઈ એમ નથી. તેની કવિતાની જનેતા, પ્રેરણા છે અને પ્રેરણાને એ પુત્રીનો ગર્ભ-દાતા પ્રસંગ છે. પ્રસંગના રંગ નહિ સાંપડે તો હૃદયમાં-દિલમાં પ્રેરણા લપકા નલે અને અને દિમાગમાં કાવ્ય ન ભભુકે; જન્મેલ કવિ, કવિતા-સૂનોજ રહે.

મુહમ્મદ્અલી કવિ જનમ્યા હતા. કયદ્ખાનાના ગર્ભમાં ગયા ત્યારે તેમને ત્યાં કવિતા જન્મી. એજ એમના કાવ્ય-પ્રસંગો.

કવિતા માટે બાહ્ય વાતાવરણ શાન્ત અને આંતરિક વાતાવરણ શોર બકોર વાળું જોઈએ. હૃદયમાં ચિંતાઓના, દુઃખ અને આફતોના આશાઓ અને નિરાશાઓના કોલાહલો હોય, પુર હોય, હોહા હોય, વાદળાં ઘેરાયલાં અને ધોધમાર વર્ષા હોય; પણ બાહિર, એ સઘળી કયારીયતો આગમચની શાન્તિ હોય. ત્યારે કંઈ થાય કવિતાની પધરામણી.

મુહમ્મદઅલીના દિલમાં હમેશા એવી ધગશ-સામગ્રિયો હતી. પણ એ બાપડાને બાહિરનું શાન્ત વાતાવરણ કયાંથી નસીબ થાય? એકાંતને અને મુહમ્મદ્અલીને મોઢું દીઠાનાં વેર હતા. કયદમાં બળઝોરીનું એકાંત મળતું ત્યારે હૃદયની કુસુમ-લાહયો કવિતાની વસંતો ખીલવતી. તેથીજ એ "કયદી-કવિ" છે. ઉર્દુ-ગિરાના પોતાના ત્રણચાર માનનીય

"જીઅદી–કવિ" સહચરો પેઠે. તેથીજ એ દિલચસ્પ મુડી એટલી ટુંકી છે; વધુ ફાયદો ભોગવી હોત તો બેશક એ મુંડી વધી હોત અને ઉર્દૂ સાહિત્ય વધુ પોષાયું હોત. તેથીજ મુહમ્મદ અલી કવિ તરીકે ઘણાજ ઓછા પંકાયા છે. હાય! કાળની બલિહારી! પત્રકારિત્વ એક તંત્રી ખુંચવી ગયું, વાક્ચાતુર્ય એ વકતા, દેશ એક દોરક, કવમ્ એક સેવક ઝુંટવી ગયાં તેના પરિણામે ઉર્દૂ ઝબાન એક કેવો કવિ અને કવિતા–દાસી એક કેવો વાણી–સ્વામિ ખોઈ બેસ્યા! એવો સંગીન અને રંગીન કવિ કે વાણીની કોમળતાને સ્હેજ પણ જતી કર્યા વિના વિચારની સ્પષ્ટતાને પ્રગટ કરી સકે છે. પરિભાષાની જાળોમાં ભેરવાયા વગર કઠિન વિષયો અને બિકટ વિચારોને સરળતાનો પોશાક પહેરાવી શકે છે.

ચાલો, હવે મુહમ્મદ અલીની આ આત્મ–કથાનાં થોડાં પ્રકરણોના દર્શનો કરીએ. એને શિર્ષકોજ સમજજો; કારણકે આરંભમાં કહી ગયો છું તેમ મ્હારે એ વિષય ટુંકમાંજ પતાવવો જોઈએ. નિકર, કેટલીક અગત્યની બીનાઓ તો ન છૂટકે જતીજ કરવી પડી છે તેમ હજી બીજીઓને ક્યાંક રૂખસત ન આપવી પડે. બીજા સઘળા રેખા લેખકોએ તો એ વિષયને છેકજ જતો કર્યો છે. એટલું મ્હારૂ આશ્વાસનઃ–

**અલ્લાહ ઉપર અડગ આસ્થા:**

હય કિસકે બલપે હઝરતે "જવહર," યે રૂકશી?
ઢૂંડેગે આપ કિસકા સહારા ખુદાકે બઅદ?

o o o

તૂ તયરે અબાબીલસે કુછ કમ નહિ હરગિઝ;
બેચારગી પર અપની નઝર, શાને ખુદા દેખ!

o o o

હકુકી કુમક એક દિન આહી રહેગી વલે,
ગર્દમેં પિન્હાં સવાર દેખિયે, કુમતક રહે!

o o o

તવહીદ તો યે હય કે ખુદા હશ્રમેં કહદે:
"યે બન્દા, દો આલમસે ખફા મેરે લિયે હય!"

o o o

અલ્લાહકે રસ્તેહીમેં મવત આએ મસીહા!
આખીર વિહી એક દુઆ મેરે લિયે હય!

o o o

ક્યા ડર હય? જો હો સારી ખુદાઈભી મુખાલિફ;
કાફી હય, અગર એક ખુદા મેરે લિયે હય!

o o o

એકહી દરકા ભિકારી હું! મુઝે,
એક ફકત તેરા સહારા ચાહિયે.

o o o

પયગમ્બર—પ્રેમ:

ક્યું અયસે નબી પર ન ફિદા હું કે જો ફર્માએ:
"અચ્છે તો સભી કે હય! બુરા મેરે લિયે હય!"

o o o

એ માયા સહી! લેકિન શાયદ જો ખુલા ભેજે;
ભેજી હય દુરૂદોંકી કુછ હમનેભી સોગાતેં!

o o o

મયં ઉસપે ભેજું દુરૂદો સલામ કિસ મુંહસે?
કે જિસકે નામ ખુદ અલ્લાહકા સલામ આયા!

**ઇસ્લામ-પ્રેમ :**

યે નૂર ખુદાકા હય, બુજહાએ ન બુજહેગા!
કુછ દમ હય અગર તુજહમે, તો આ! તુ ભી બુજહા દેખા!

o o o

હય ઝિન્દગી તો ઉસીકી, જો મર મિટા દીં પર;
વુહી હય કામકા, ઇસ્લામ કે જો કામ આયા.

o o o

જબ અપની પૂરી જવાની પે આગઇ દુન્યા,
તો ઝિન્દગીકે લિયે આખિરી નિઝામ આયા!

**સત્ય-પ્રેમ :**

હો હુસ્ન-તલબ લાખ, મગર કુછ નહીં મિલતા;
હો સિદ્દક-તલબ, ફિર અસરે આહે રસા દેખ!

o o o

**આત્મ-ભોગ:**

નક્દે જાં નઝર્ કરો! દેખતે ક્યા હો. "જવહર"?
કામ કરનેકા યિહી હય, તુમ્હેં કરના હય યિહી.

o o o

મંય ખોકે તિરી રાહમેં સબ દવલતે દુન્યા,
સમજહા કે કુછ ઇસિસેભી સિવા, મેરે લિયે હય!

o o o

તેરી સિહહત હમેં મનઝૂર હય, લેકિન ઉસકો
નહિં મનઝૂર તો ફિર હમકોભી મતલૂબ નહીં.

o o o

## પ્રેમ :

કુલ્ઝુમે ઇશ્કમેં હંય નફ઼ઓ સલામત દોનોં,
ઇસમેં ડૂબેભી તો ક્યા? પાર ઉતરના હય યિહી!

o o o

અગ્યારકો હો લઝ્ઝતે આગાઝ મુબારક!
અંન્જામે મુહબ્બતમેં મઝા અવરહી કુછ હય!

o o o

લઝ્ઝત હનોઝ માઇદએ ઇશ્કમેં નહીં;
આતા હય લુત્ફ઼ે જુર્મે તમન્ના સઝાકે બઅદ઼!

o o o

ઇશ્ક! સો વોભી તિરા? સબ્ર-તલબ હય બહુત;
સબ્ર હમારા શુઆર, દેખિયે! કબતક રહે?

o o o

અય ચારાગરો! ચારાગરીકી નહિં હાજત;
યે દર્દહી દારૂએ શિફ઼ા મેરે લિયે હય.

o o o

## નિરાશાનો નિષેધ :

હો ન માયૂસ, કે હય ફ઼તહકી તકરીબ શિકસ્ત;
કલ્બે મુઅમિનકા, મિરી જાન! નિખરના હય યિહી!

o o o

હમને યે માના, કે યાસ કુફ઼્રસે કમતર નહીં;
ફ઼િરભી તિરા ઇન્તિઝાર દેખિયે, કબતક રહે!

o o o

**નિડરતા:**

ખૂ કર્દા હય અઝલસે તજલ્લીએ "તૂર" કી !
ઝપકેગી આંખ ક્યા તેરી તલ્વાર દેખકર ?

○ ○ ○

જિન્સે ગિરાં તો થી નહીં કોઈ, મગર યે જા
લાએ હંય હમભી રનકે બાઝાર દેખકર.

○ ○ ○

હર સીના આજ હય તેરે પયકાંકા મુન્તઝિર,
હો ઈન્તિખાબ, અય નિગાહે યાર ! દેખકર.

○ ○ ○

હમતો સમજહે થે કે હોંગે અવરૂભી ઝુલ્મો સિતમ,
હવસલા કુછભી ન નિકલા આપકી બેદાદકા !

○ ○ ○

હંસપે ક્યા મવકૂફ હય ? કર અવરૂભી ઝુલ્મો સિતમ;
કુછભી હો ઝાલિમ, જો બાકી હવસલા બેદાદકા.

○ ○ ○

બેખવફે ગયરૂ દિલકી અગર તર્જુમાં નહો,
બહતર હય ઠસિસે યે, કે સિરેસે ઝુબાં નહો.

○ ○ ○

હું બેહિરાસ, યે મુજહે રખ્ખે કિસી તરહ,
ડર હો વહાં, કે તેરી હુકૂમત જહાં નહો.

○ ○ ○

**દેશ-પ્રેમ:**

યાદે વતન ન આએ હમેં ક્યું, વતનસે દૂર ?
જાતી નહીં હય બૂએ ચમન, ક્યા ચમનસે દૂર ?

ગર બૂએ ગુલ નહીં, ન સહી ! યાદે ગુલ તો હય ?
સૈયાદ લાખ રખ્ખે હમકો ચમનસે દૂર !

o o o

યું બચ સકો મુવાખિઝએ હશ્રસે, તો હાં
મારો દયારે ગયરૂમેં હમકો વતનસે દૂર !

o o o

શયતાનકી ચાલોંસે અબ હોતે હંય સબ વાકિફ;
અબ હોંગી "અલમ નશરહ" મલઉનોંકી સબ ઘાતેં !

o o o

હિમ્મત ન હાર દે કોઈ મન્ઝિલકે સામને,
પરવર્દિગાર ! યુંભી કોઇ નાતવાં ન હો.

o o o

## પરલોક—આખિરતમાં આસ્થા:

ગે સદ્ર-નશીની હો મુબારક, તુજહે "જવહર" !
લેકિન સિલએ રોઝે જઝા અવરહી કુછ હય !

o o o

ઇસ શાને મતર્ઇદપે ન ખાના કહિં ધોકા;
અલ્લાહકે મુજરિમકી સઝા અવરહી કુછ હય !

o o o

તુમકો રોઝે જઝાકા કયા ડર હય ?
દાવરે હમકો મિલા મેલા !

o o o

**સત્ય-પ્રેમ અને દેશ-દાઝ માટે વેઠવું અને સેહવું:**

ખૂગરે જવરૂપે થોડીસી જફા અવર્ સહી !
ઈસિ કદર ઝુલ્મપે મવકૂફ હય કયા ? અવર્ સહી !

o o o

દવરે હયાત આયગા કાતિલ, કઝાકે બઅદ !
હય ઈબ્તિદા હમારી, તિરી ઇન્તિહાકે બઅદ !

o o o

કત્લે **હુસયન**, અસ્લમે મર્ગે **યઝીદ** હય;
**ઈસ્લામ** ઝિન્દા હોતા હય હર કરબલાકે બઅદ !

o o o

**મરણ-ભયનો તિરસ્કાર:**

ખાક જીના હય, અગર મવત્ સે ડરના હય યિહી !
હવસે ઝીસ્ત હો ઈસિ દરજા, તો મરના હય યિહી !

o o o

જો આશિક હય તો દે ચુક, જાન "જવહર" !
કે હમ કાઇલિ નહીં, ઈસિ પેશોપસકે.

o o o

નકદે જાં નઝર કરો ! દેખતે કયા હો, "જવહર" ?
કામ કરનેકા યિહી હય, તુમ્હેં કરના હય યિહી !

o o o

**ધીરજ અને સંતોષ:**

હોતે હી હંય બેમિઝ્ઝિયે અહબાબકે શિકવે;
પર કાઇદિએ સબ્રો રઝા અવરૂહી કુછ હય !

નજરબંદીમાંથી છૂટ્યા પછી મુબઈમાં



મિટ્ટી જબ સબકી દવલત, તો સમજહે,
કે સબ અર્માન થે ધોકે નફસકે.

o o o

કભી ફર્યાદ કી ભી હય, તો કી હય,
ભરોસે પર બસ ઉસ ફર્યાદ–રસકે.

o o o

મર્દમે ઝખ્મે જિગર આજ ભી હય સબ્રે જમીલ,
હુઝને ફુર્કતસે મગર આંખમેં અબ નૂર નહીં.

## લાલસા, લોભ અને મોહ, માન:

કરના ન કભી ઇનપે ગુમાં અહલે હવસકા;
ઉશ્શાકકી નીયત બખુદા ! અવરહી કુછ હય !

o o o

નય સાહબે દવલત હય, ન ઇઝ્ઝતકે તલબગાર;
બસ દરદ કે ફકીરોંકી સદા ઔવરહી કુછ હય !

o o o

યું ક્યદસે છુટનેકી ખુશી કિસકો ન હોગી ?
પર તેરે અસીરોંકી દુઆ ઔવરહી કુછ હય !

o o o

હો મેકો દગા લાખ શુઆર અહલે હવસ કા,
પર શેવએ ઇશ્શાકે સદા ઔવર હી કુછ હય !

o ● o

**આશા:**

જીના વો ક્યા ? કે દિલમેં નહો તેરી આર્ઝૂ;
બાકી હય મવત્ હી દિલે બે મુદ્દુઆ કે બગ્અૈર.

o o o

તુમ યુંહી સમજહના કે ફ્‌ના મેરે લિયે હય !
પર ગચબ્સે સામાને બકા મેરે લિયે હય !

o o o

પહેલે ભી અકસર વો નિકલા મુસ્તહક કે શુક્રે હક,
જિસકો હમ સમજહેથે મવકઅ શિકવઓ ક્‌ર્યાદકા !

o o o

અઝમે આશિક હય ખુદ અપની કામયાબી કી દલીલ;
નામ ભી લેના ન હરગેઝ કોશિશે બરબાદ કા.

o o o

હક કે આતેહી હુવા ક્યાં એસે રૂખ્સત બાતિલ;
ચન્દ દિન અવર્ હય દહલી મેં બુતાને દહલી !

o o o

ઈમ્તિહાં સખ્ત સહી, પર દિલે મુઅમિનહિ વો ક્યા ?
જો હરેક હાલમેં ઉમ્મીદ સે મઅમૂર નહીં.

બીજા થોડાક રંગો હજી દેખાડી સકાયા હોત; દરેક શિર્ષક સ્હેજે લંબાવી સકાયો હોત; પણ હવે તો આ વિભાગ ઉપરથી કૂચ કર્યેજ છુટકો.

એક રસીલી વિગત કાઉંસમાં કહી દઉં. "જવહર"ના બાપ "ગવહર" પણ છે. તે મુહમ્મદઅલીના મ્હોટા શવકત કરતાં પણ મ્હોટા-બાપ મવલ્વી ઝુલ્ફિકારઅલી સારા શાઅર છે. માન્યતાએ કટ્ટર કાદિયાની છે, તેથીજ ભાઈઓ વચ્ચે નહતી બનતી.

# ૫

## નેતા

"મા ન આંનેમ કે નાદીદા કદમ બુગઝારેમ;
શુક્રુન, કફિલારા રાહબરે દર પેશસ્ત !
અય સબા ! બરસરે આફાક ગિલે મુઝદા બરેઝ,
કે શબે તીરએ મારા સહરે દર પેશસ્ત !
—ફયઝી.

(જોયા જાણ્યા વગર પગ ઉપાડે તે અમે નહિ, બીજા; અલ્લાહનો ઉપકાર છે કે અમારા સંઘને માથે માર્ગદર્શક છે. હે સબા ! દ્રષ્ટિ-મર્યાદા ઉપર વધામણીની થોડીક ધુળ ઉરાડી દે; કે અમારી ઘોર નિશાની મંઝળ ઉષા હવે ઉગવાની અણી ઉપર છે.)

કરદિયા કયદે કફ્સને હમકો આઝાદે ચમન,
પાસ કાશી હો ચુકા અબ, ખાતિરે સૈયાદકા.

o o o

આસાં પસન્દિયોંસે હંય બેઝાર અહલે ઇશ્ક,
છાંટા યે મર્હલા ભી હય દુશ્વાર દેખ કર !

o o o

રાહિલ હોં મુસલમાન બસદ નાઅરએ તકબીર;
યે કાફિલા, યે બાંગેદરા, મેરે લિયે હય !

o o o

હકકી કુમક એક દિન આહી રહેગી, વલે
ગર્દમેં પિન્હાં સવાર દેખિયે કબતક રહે.

o o o

યે સદ્રનશીની હો મુબારક તુઝકો "જવ્હર" !
લેકિન સિલએ રોઝે જઝા ઔરકી કુછ હય !

— મુહમ્મદઅલી

# નેતા

## નેતાનું આગમન

કલમનો એવો પ્રખર વીર, ઝબાનનો એવો નિડર માલિક, પ્રેરણાનો એવો અનેરો પતિ, વિચારોનો એવો સ્પષ્ટ સર્જક અને પ્રેરક અને નિશ્ચયોનો એવો અડગ આમિલ, પ્રસારક અને પ્રચારક નેતા અને સરદારજ હોય. તે દોરવાને માટેજ સર્જાયો હતો અને દોરક થઇનેજ રહ્યો. તેના અલીગઢ અને ઑક્સફર્ડ જીવન દરમિયાન "બી અમ્માં"ને કોઇએ પણ જઇ કહ્યું હોત કે તેઓ આવનાર સમયવીર નેતાના જનેતા હતાં; ખરેખર, ઘણાઓએ એમ કહ્યું પણ હતું. ગુજરાતની કર્તવ્ય ક્ષેત્રમાં ઝિંપલાવવા માટેની અને કવમ્-સેવામાં ઝિન્દગી ગુઝારવાની તૈયારીઓના સાત વર્ષ દરમિયાન તો એમજ કહો કે જોનાર હરકોઇ જાણતું હતું કે એ નેતાનાં પગલાં વાગી રહયાં છે. અને આ સઘળી સ્પષ્ટતાના "સુવર્ણ ઉપર સુહાગો," તે મુસલમાનોની કહતુર્રિજાલી! અહિંની દુર્દશાનું તો નિતનિત કથાતું કથન છે. લીડરી પણ જ્યાં વિર્સામાં મળે, સરદારી ખાનદાનને અંગે સ્વિકારાય, છો પછી વિર્સો લેનાર યુવક અને ખાનદાનનો પુત ગમે તેટલો કંગાલ અબૂજહલ કેમ નહિ હોય; કોઇ પણ કવમ વેચનાર પળવારમાં નામ કમાવી લઇ સકે એવુ વાતાવરણ હોય ત્યાં સ્પર્ધાની કોણ વાત પણ જીભે લાવી સકે? મારે તેનીજ તલ્વાર! બોલે તેના બોર વેચાય; મયદાને પડે તે મયદાન મારે અને સરદાર થઇ જાય! તો પછી આ તો મુહમ્મદઅલી હતા. એમને નેતા થતાં વાર કેટલી લાગવાની હતી અને વારનાર કોણ હતુ?

## નેતાઓનો નેતા

સવાલ અને શાન નેતા થવાનો કે થયામાં નથી. કેવા નેતા થવાનો અને થયાનો છે. એવા જે મુર્દારોમાં પ્રાણ રેડે છે અને પચાસ

સો વર્ષમાં એકજ વાર પયદા થાય છે. પરતંત્ર અને ગુલામ બનેલો દેશ કહો કે ધ્યેયથી દૂર જઇ પડેલી કવમ કહો બન્નેની એકજ કહાણી છે; બન્નેના દુઃખ દર્દની એકજ દવા છે–તબીબ હોય તો. "ગાલિબ" મર્હુમના શબ્દોમાં જયારે "દર્દ એટલી હદ વટાવી ગયો હોય કે તેજ દવા થઈ જવાની અણી ઉપર આવી જાય" ત્યારે જાણવું કે પરિવર્તનોની તૈયારી છે. પરિવર્તનોની તૈયારી એટલે પરિવર્તનોની તકોની ભીડ. એ તકો તલપુર પણ સરી જવા ન દે એટલો ચપળ, તેમાંની એકેએક ઝુંટવી કામે વળગી જાય, કામો કાઢી લે તે,–નેતા નહિં નેતાઓનો–નેતા. મુસ્લિમ–હિન્દનું હૈડું, પોતાનું ખોવાયલું પાછું મેળવવા, પોતાનું રખડતું રઝળતું દિમાગ અને શરીર ઠેકાણે આણવા મથી રહયું–રડી રહયું હતું. હિન્દુસ્તાનની ગુલામી આઝાદ થવાની તદબીરો યોજવા લાગી ગઈ હતી. એકનું પરિવર્તન આંગણે હતું, એકનું બારણે. તકોની ભીડ હતી. ઝુરૂરત હતી તકોથી લાભ લેનારા અને તકોના લાભ અપાવનારાઓની. હિંદને એવા ઘણા હતા, પણ મુહમ્મદઅલી જેવા જુજ જાજજ. મુસ્લિમ–હિન્દને તો ભાગ્યેજ કોઈ હતો. તકો ન હોય ત્યાં તકો પયદા કરી સકનાર આફતનો પરકાલો, તકો હોય તે કયાં જતી કરનાર હતો? તેથી મુહમ્મદઅલી નેતાઓના નેતા છે, નેતા પયદા કરનાર નેતા છે. ઇન્કિલાબના સ્વામિ છે, નવયુગના કર્તા છે. ૧૯૧૧ માં "કોમરેડ" દ્વારા એમની પધરામણીની એમણેજ પ્રથમ મુનાદી કરી. જો કે, આગળ કહેવાઇ ગયું છે તેમ, મુસ્લિમ લીગ તો કયારની સ્થાપી દીધી હતી. મુસ્લિમ–પરિવતનની બિસ્મિલ્લાહ અને મુસ્લિમ–નવજીવનનું પહેલું પ્રકરણ, એ કયારનાંએ લખાઇ ગયાં હતાં. વાતાવરણમાં વિજળીક પ્રવાહો દોડવા લાગ્યા. વિજળિક અને વેગવાન ન હોય તે પણ મુહમ્મદઅલીજ નહિ–

## સ્થાનિક સેવાઓ

એમની સ્થાનિક અને ન્હાની ન્હાની કવમી સેવાઓ ખરેખર અસખ્ય છે. એમ પણ આ ન્હાના પુસ્તકમાં તેમની ટીપ કે વર્ણન આપવા અસ્થાને છે છતાં એ પણ સ્વિકારી લઇશ કે આપવા ઇચ્છું તો એ કામ પણ મ્હારૂં નથી. બીજા કોઇ એકનું પણ નથી. ઘણાઓ મળીનેજ એવી ટીપ તૈયાર કરી સકે. નવકર હતા ત્યારે અને તંત્રી અને નેતા હતા ત્યારે મુહમ્મદઅલી લાંબી મુદ્દત લગી કદી એક ઠેકાણે નથી રહયા. અને તેઓ જયાં હતા ત્યાંના સ્થાનિક સવાલો અને કવમી કામો તેમના લક્ષ અને સમયના ફાળા સફળતા સહિત લેતાજ રહયા. ગુજરાતની–વડોદરા, કડી, નવસારીની–કેટલીક સેવાઓ આગળ નોંધાઇ છે. ત્યારપછી પણ, આઝાદીના કલકત્તા હોય કે દિલ્લી, નઝર કયદ અને કયદના છિંદવાડા હોય કે બયતૂલ બધેબધ એજ સેવા–દાસ્તાન છે.

## મુસ્લિમ ભિક્ષા વ્રુત્તિમાં પરિવર્તન

"અવ્વલ પેશ, બઅદ દુરવેશ !"ના સિદ્ધાંત અનુસાર મુહમ્મદ-અલીની સેવાઓ પ્રથમ મુસલમાનોથી શુરૂઅ થઇ. એ, તેઓ મુસલમાન હતા તેથી પણ અને મુસલમાનોને તેમની સેવાઓની પણ ઝુરૂરત હતી તેથી પણ. જે પ્રમાણમાં તેમનામાં અંગ્રેઝી કેળવણી વધી રહી હતી તે પ્રમાણમાં રાજયદ્વારી ચળવળ કે છવન જેવું તેમનામાં કંઇજ ન હતું. વાત વાત ઉપર તેજ, "તાજ અને રાજ પ્રત્યે અડગ વફાદારી દર્શાવનાર" ઠરાવો અને જલસાઓ; તેજ, કાં મ્હોટા ઓહદાઓ અને પદ્વિઓ અને પગારોની ભિક્ષાઓ કાં તેવા ટુકડાઓ જયાં કદી નંખાયા કે પાછી સંતોષ ઝાહિર કરનારી સભાઓ અને ઉપકાર માનનારી દરખાસ્તો; કાં પછી એવી ભિક્ષા ન મળે કે, "અત્યંત નમ્રતા પુર્વક પ્રગટ થતા વાંધાઓ. સરકારી દરબારી માન ચાંદો મેળવવાની ખૂબ

ઉલટ હતી–કમનસીબે હજી પણ ઘણે ઠેકાણે છે–અને તે મેળવવામાં કોઇ ખર્ચ વધુ, કોઈ ખુશામદ ગંદી, કોઇ ખિયાનત પાપી અને ટુંકમાં કોઈ નીચતા નીચી ન હતી. બહુ થાય તો ખાસ હકોની અને જુદી ચુંટણીઓની માંગણીઓ. સ્વમાનનો પારો ભયભીત રીતે ઉતાર ઉપર હતો. હમણાંજ જે કવમ્ સાતસો વર્ષનો હિન્દનો જે મહાન્ અને શાનદાર રાજ્ય-વારસો ખોઈ બેઠી હતી તેની પડતીનાં ઓટ નિરાશાસૂચક હદે આવી ગયાં હતાં.

જે થોડા જવાનોએ એ વસ્તુ–સ્થિતિ ટાળવામાં, મુસલમાનોમાં રાજકીય જીવનની જોત જગાડવામાં, તેમનામાં સ્વમાન અને આત્મ વિશ્વાસ કેળવવામાં છેલ્લા વીસ વર્ષમાં ભગીરથ અને સફળ પ્રયાસો કર્યાં છે અને મુસ્લિમ-હિન્દમાં ઈન્કિલાબ ચેતાવી તેને ઓળખી નહિ સકાય એવુ નવુ કરી દીધું છે તેઓમાં મુહમ્મદઅલી નિસંદેહ મુખ્ય અને મોખરે છે. એ કામ શિક્ષણને અંગે "કોમરેડ" અને "હમદર્દ" દ્વારા થયું અને વર્તન અને વ્યવહારને અંગે મુસ્લિમ લીગના બંધારણ, કાર્યક્રમ અને કામદ્વારા. અને હદ થઇ કે જોતજોતામાં આખા મુસ્લિમ–હિન્દની બોલીજ બદલાઈ ગઈ. એ શું અર્થસુચક નથી કે ખુશામદ માટે બદનામ થયલી અને ચોટે ચઢેલી મુસલમાન કવમનાજ વર્તમાન પત્રો અને પત્રકારો ૧૯૧૦ના હયવાની પ્રેસ એક્ટના ૧૯૧૦થી ૧૯૨૫ સુધી ભોગો આપવામાં અને શિકારો થવામાં બીજી કોઈ પણ કવમના પત્રો અને પત્રકારોને હદપાર વટાવી ગયા હતા? અને વળી એ શું વધુ અર્થસુચક નથી કે ૧૯૨૦–૨૨ના અસહકારી કયદીઓની સંખ્યા હિન્દુઓ કરતાં વધી ગઇ હતી? એ ખરૂં કે ખિલાફતનો–ધર્મનો સવાલ પણ વચ્ચે હતો છતાં શું એ પણ ખરૂં નથી કે તેએ સ્વમાનનો સવાલ હતો?

તેના કરતા કરાવતા પણ ખાસ મુહમ્મદઅલી હતા અને તેને માટે પણ તનતોડ શ્રમે અને કીમતી ભોગોએ વર્ષો અગાઉથી વાતાવરણ તૈયાર કરવામાં આવ્યું હતું ?

અને લીગને મુહમ્મદઅલીએ શા શાન, ભાન અને માનથી કેવી અમાન્ય ત્વરાથી આગળ ધપાવી ? ત્રીસ વર્ષના અનુભવ અને પ્રગતિવાળી કોંગ્રેસને તેણે બરાબર તેર વર્ષમાં, સરકાર સામેની તેની પોકાર–વૃત્તિમાં, નવકરશાહી વિરૂદ્ધની આઝાદ–વાણીમાં એકદમ હેઠી પાડી દાધી.

બિબીં ! તફાવુતે રહ અઝ કુજાસ્ત તા બકુજા !

કોંગ્રેસનું વિશાળ પ્રતિનિધિત્વ જુઓ અને લીગના માંડમાંડ મુસ્લિમ–હિન્દના પ્રતિનિધિત્વ ઉપર નઝર નાખો. કોંગ્રેસની અપાર દિમાગ-શકિતયો યાદ કરો અને લીગના ગણ્યા ગાંઠયા મુહમ્મદઅલીના પરિવર્તન–સહચરો દેખો તો કોંગ્રેસની ત્રીસ વર્ષ આગળ વધેલ સરસાઈ વિસારી દઈને પણ એ ખિદમતની મહત્વતા અને મહાનતા પામી જશો.

કાં લિબાસના સુકાનીઓ વચ્ચે અબોલા જેવું હતું અને એકમેકથી દૂર ભાગતા હતા! કાં હવે, બંનેની વાર્ષિક બેઠકો એકજ શહેરમાં એકજ સપ્તાહમાં ભરાવા લાગી. પરસપરના મેળાપ અને એકમેક સાથે વિચારોની આપ લે નિયમિત થઇ ગઇ. એમ ન થાય તેવું કરવા નવકરશાહીએ કેવા આકાશ પાતાળ મુંબઈમાં એક કર્યા હતા તે, ઇાતહાસ છે. તેમાં અહિં જવાની ઝુરૂરત નથી. મુહમ્મદઅલી તે વેળા નઝરબંદ હતા.

હજી આગળ જતાં, આઝાદીની માંગણીઓની કડકાઈમાં અને આઝાદી વિષેની લાગણીઓની તીવ્રતામાં મુસ્લિમ લીગ, કોંગ્રેસને એકદમ મહાત કરી ગઇ. મુહમ્મદઅલીની એ સેવા મુસલમાનોની સેવા તો હતીજ. પણ તેનાથીએ વધુ અગત્યની એ દેશસેવા પણ ગણાવવી જોઇએ કે રાષ્ટ્રીય વાતાવરણ અને લોકનાદ એકતારૂં કરવાનું

એ કારણભુત થઇ. નિકર આઠ કરોડ મુસલમાનો જુદી તુતુડી વગાડ્યા કરે અને વીસ કરોડ ગયર મુસલમાનો જુદી, તો આરો ક્યાં આવવાનો હતો ? આ એક ખિદમત.

## કોંગ્રેસ-સેવા

એજ પ્રમાણે કોંગ્રેસ લીગથી પાછળ હઠતી હતી. તે વેળાએ તેને આવશ્યક ધોરણ ઉપર અને લીગની પડખે રાખવા માટે, જે પક્ષે સફળતાથી લડત ચલાવી હતી તેના નાયક મુહમ્મદઅલીજ હતા. અહિ જો તેઓ-ધ્યેયની લડતમાં-કોઇથી ઉતર્યા હોય તો તે ઘણું કરીને મવલાના હસરત મોહાનીથીજ ઉતર્યા હશે. લોકમાન્ય તિલક જેવા પરિવર્તન-પ્રેમીથી તો ખરેખર ચઢીજ ગયા હતા. લુત્ફ એ છે કે બાળ ગંગાધર તિલકને તેઓ પોતાનો “ પોલિટીકલ ગુરૂ ” કહેતા ! પણ શિષ્ય ગુરૂજીથી વધીનેજ રહ્યો. વાત એ કે છે તિલક મહારાજ માંડલેની લાંબી કયદ પછી પ્રતિસહકારી બની ગયા હતા-એ કદાચ તેમની વધતી જતી વયને લીધે હશે. મુહમ્મદઅલી કયદ પછી વધુ કડક અસહકારી થઇ ગયા હતા-એ કદાચ એમની જવાનીને લીધે હશે.

## તુર્કલોન અને મેડિકલ મિશન

ઇસ્લામી ભ્રાતૃભાવને લઇને મુહમ્મદઅલીનું વ્યકિતત્વ એક આન્તર રાષ્ટ્રીય રૂપ ધારણ કરી બેસ્યું. ટ્રિપોલીની તુર્ક-ઇટાલિયન લડાઇએ એનાં બી રોપેલાં. તે વેળાએ તો જે કર્યું તે “કૉમરેડ”ના તંત્રીએ કર્યું; પરંતુ બીજેજ વર્ષે જ્યારે બલકાનની ચંડાલ ચોકડી (ગ્રીસ, મોન્ટીનીગ્રો, બલ્ગારીઆ અને રૂમાનીઆ) અંગ્રેજો અને ફ્રેન્ચોના ગુપ્ત સહકારે અને સ્પષ્ટ અનુમોદને તુર્કો ઉપર તૂટી પડી ત્યારે મુહમ્મદ-અલી તંત્રી તો હતાજ, નેતા પણ બની ગયા હતા. ખરૂં પણ એજ છે

કે એજ બલ્કાન યુદ્ધે તેમને મુસ્લિમ-હિન્દના અત્યંત લોકપ્રિય અને પહેલા સરદાર બનાવી દીધા. મુહમ્મદઅલીની બે યોજનાઓ તે વેળાએ સફળતાથી અમલમાં મેલાઈ. હિન્દની અને હિન્દી મુસલમાનોની રાજકીય તારીખમાં આ બંને યોજનાઓ ઐતિહાસિક અમરતા પામવાની મુસતહક છે. કારણ કે બંનેને જાણે બિન સરકારી રીતે એ યોજનાની તઅમીલોના તુફયલે આન્તર રાષ્ટ્રીય સંબંધો, નિકટતાઓ અને પરિચયોમાં આણી મુક્યા. અને હક પણ એજ છે કે એકલું મુહમ્મદ અલીનુંજ દિમાગ આ કલ્પી સકતું હતું; એકલું મુહમ્મદઅલીનુજ દિલ તેમને અમલમાં મુકવાની હામ બીડી સકતુ હતું.

એમાંની એક, તુર્ક વૉર-લોન હતી અને બીજી મેડિકલ મિશન વાળી યોજના-પહેલીને આધારે હિન્દુસ્તાનના મુસલમાનોએ તુર્ક સલતનતને વિના વ્યાજે નાણા ધીરી, પોતાના ઈસ્લામી ભ્રાતૃભાવની સાબિતી આપી. બીજીને અંગે, ડૉ. અન્સારી પોતાનું મશહૂર ઑલ ઇન્ડિયા મેડિકલ મિશન લઈ તુર્ક ઘવાયલાઓની સેવા કરવા અર્થે તુર્કી ગયા. પંદરેક હિન્દી મુસ્લિમ યુવકોએ ડૉકટર અન્સારી હેઠળ એવી સેવા કરી કે હિન્દીઓનું દુન્યાના મુસલમાનોમાં નામ દીપી રહ્યું. ડૉ. ફયઝી, શુઅયબ કુરયશી, અબ્દુર્રહમાન સિદ્દીકી વગયરહ એજ સંઘમાં હતા. એ બંને યોજનાઓનો ઈતિહાસ અત્યંત દિલચસ્પ છે. મુહમ્મદઅલીએ, તે ફળીભુત કરવામાં ખૂબ મિહનત કરી. હિન્દુસ્તાનના મુસલમાનોએ નાણા વગયરહ માટે તે વેળાએ તેમની ઉપર જે વિશ્વાસ મુકયો હતો તે ઉપરથી તેમની તે વેળાની લોકપ્રિયતાનું કઇક માપ કાઢી સકાય છે. અને બે વર્ષ પછી તુર્કીએ જયારે યુરપી યુદ્ધમાં અંગ્રેઝો વિરૂદ્ધ જર્મનો સાથે ઝિપલાવ્યું ત્યારે તેમને જે નઝરબંદી મળી તે માટે પણ આ તુર્કપ્રેમ, આ કાર્યકુશળતા અને આ લોકપ્રિયતા જવાબદાર હતી. આ એક બીજી ખિદમત.

## "ખુદ્દામે કઅબા"

"ખુદ્દામે કઅબા" ની સ્થાપના વ્યવ્હારૂ રીતે મ્હોટે ભાગે મવલાના શવકતઅલીના હાથમાં હતી પણ તેના યોજક અને વ્યવસ્થાપક તો બેશક મુહમ્મદઅલીજ હતા. એ ચળવળ બેશક એક પૅન-ઇસ્લામી ચળવળ હતી અને હિન્દી સરકાર તેને ઘણાજ ડસીલા શકની નઝરે દેખતી હતી. મુહમ્મદઅલીએ, તે યૂરપી ઇસાઇ રાજ્યોની ઇસ્લામી દેશો અને પ્રજાઓ સાથેની સ્પષ્ટ દુશમનીથી ચોંકીને ઉભી કરી હતી. તેનો ખાસ હેતુ દુન્યા આખીના ઇંસ્લામીઓની એકમેક પ્રત્યેની ભ્રાતૃભાવની લાગણીઓ વ્યવ્હારમાં ખીલવવાનો અને એકમેક સાથે પરિચયની નિકટતા સાધવાનો હતો; ખિલાફત તંત્રને રહી રહીને એક જીવંત તંત્ર બનાવવાનો હતો. "ખુદ્દામે કઅબા' ની શાખો અને પેટા શાખો બધે બધ પ્રસારી. તેઓએ વિચારોને અમલમાં આણવાની આશા રાખતા હતા. હિન્દમાં તો તેનું કામ ધમધોકાર શુરૂઅ થઇ ગયું હતું. હિન્દ બાહિરને માટે પણ ગોઠવણો થઈ રહી હતી અને ખૂબ પ્રાથમિક ખોદકામ પણ થઇ ચુકયું હતું. આ લખનાર પોતે જાણે છે કે પરદેશી ઇસ્લામી ઝબાનોમાં તેના પ્રોપેગેન્ડાનું સાહિત્ય પણ ઘણું તૈયાર થઈ ગયું હતું અને કેટલુંક છપાઈ સુદ્ધાં ગયું હતું. પરંતુ તવરીક અને તકદીર ગમન જુદીજ દિશામાં કામ કરી રહયા હતા. એકાએક મહાન્ યુદ્ધનું દાવાનળ યુરપમાં સળગી ઉઠયું અને "ખુદ્દામે કઅબા" ગુંગળાઇ ગઇ, કહો કે ગુંગળાવી દેવામાં આવી.

## ખિલાફત ચળવળ

મુસ્લિમ સંગઠન માટે શી એની અગત્યતા ! યુરપી યુદ્ધે પાછળથી બીજી તક આપી. હું કહી ગયો છું કે મુહમ્મદઅલી કદી

તક જતી કરેજ નહિં. તે તક તે ખિલાફત ઉપર યુરપી વરૂઓનાં ટોળાંની તુર્ક સલતનતના ચૂરેચૂરા કરી નાંખવાની બાઝી. મુહમ્મદઅલી નઝરબંદ હતા. સરકાર તેમની આઝાદીનાં પરિણામોથી વાકિફ પણ હતી અને તેમનાથી ડરતી પણ હતી. અહિં આખા દેશે તેમના છુટકારા માટે આકાશ પાતાળ એક કરી મુકયા હતા. સરકારે અમુક ચળવળોમાં ભાગ નહિં લેવા બંધાય તો બને ભાઈઓને મુકિત આપવાની તૈયારી દેખાડી. મુહમદઅલીએ એ માંગણી તરતજ તિરસ્કારી કાઢી. અને અંતે જયારે કેટલાક માસની વાટાઘાટ પછી તેમને છોડી મુકવામાં આવ્યા ત્યારે તેમણે તરતજ-લગભગ તેજ ઘડીએ-યાહોમ ઝિંપલાવી દીધું. એમ થયો આપણી ઐતિહાસિક ખિલાફત ચળવળનો જન્મ.

ખિલાફત ચળવળ મૂળમાં "ખુદ્દામે કઅબા"નુંજ બચ્ચું કહેવાય. જે હેતુઓ અને આશયો, તે દ્વારા ફાળવાનાં મનમાં મનોરથ હતાં તેજ આશયો અને હેતુઓ નવા રૂપમાં ખિલાફત ચળવળના પણ હતા. અને ખિલાફત ચળવળે કેમ આકાશ પાતાળ એક કરી નાખ્યાં, યુદ્ધ પછીના તુર્કો સાથના પેલા નાપાક સેવર્સના કવલ-રારને એક નકામું ચીંથડું કેમ બનાવી દીધું, હિન્દુ-મુસ્લિમ એકતા સાધવામાં ગાંધીજીને કેવી મદદ કરી, ૧૯૨૦-૨૨ ની અસહકારની લડતને અપૂર્વ જોમ આપી નવકરશાહીની મવતનો ઘંટ કેમ વગાડી દીધો અને સ્વરાજને લગભગ હિન્દના આંગણે કેમ લાવી દીધો, આખી દુન્યાના મુસલમાનોમાં કેવાં નવાં પ્રાણ રેડી દીધાં એ વગયરહનું તમે ભાન કરશો ત્યારે કંઈક સમજશો કે "ખુદ્દામે કઅબા"ના કમરને ગુંગળાઈ જવાથી પણ માનવજાતિયે, મુસ્લિમ-જગને, મુસ્લિમ-હિન્દે અને અને હિન્દી પ્રજાએ શું શું ખોયું હતું. મુહમ્મદઅલીની આ એક વધુ ખિદમત.

છતાં, મુસ્લિમ હિન્દ માટે આપણા આ નાયક-નેતાએ, ખિદમતની જે સૌથી અમુલ્ય અને અનેરી અને કદી ન વિસરાય એવી ભેટ છોડી છે તે તો જુદીજ છે. મુહમ્મદઅલીનું સાદા **મિસ્ટર** ઉપરથી મોભ્ભાવાળા **મવલાના** બની જવું, એ માત્ર મુહમ્મદઅલીની અંગત ઝિન્દગીનુંજ પરિવર્તન નહિ હતું, સમસ્ત મુસ્લિમ-હિન્દની ઇલ્મી અને દીની ઝિન્દગીનું એક શાનદાર પરિવર્તન હતું.

## "મવલ્વીઓ" અને "મિસ્ટરો"નું મિલન

અત્યાર લગી જેમ જેમ અંગ્રેઝી કેળવણી મુસલમાનોમાં વધતી જતી હતી તેમ તેમ "નવી રવશનીવાળાઓ" અને "પુરાણી રવશનીવાળાઓ" વચ્ચેની ફાટ વધુ અને વધુ પહોળી થતી જતી હતી. "મવલ્વીઓ," ફિરંગ-રંગીઓને તરછોડતા અને તિરસ્કારતા હતા તેમને શિરેથી દીનના દુશમન કહેતા હતા, મુસલમાનજ નહતા ગણતા અને "મિસ્ટરો," મવલ્વીઓને ભાંડતા હતા તેમને ઝરી પુરાણા કહેતા હતા અને તરક્કીના દુશમન ગણતા હતા. ખુદ મુહમ્મદઅલી એવા "મિસ્ટરો"માંના એક, "કોમરેડ" સ્થાપાયું ત્યાં લગી એટલે ૧૯૧૧ લગી હતા. અને હું આગળ કહી ગયો છું તેમ, મવલ્વીઓને-મલકાઈ મલકાઈને "ઇસ્લામના ગુમરાહ રાહબરો" કહી સંબોધતા હતા. ખુદાની શાન છે કે રહી રહી એજ "વાટ-ભટક્યો" જ્યારે વાટ ઉપર આવ્યો ત્યારે પોતેજ એવા "ગુમરાહ રાહબરો" માંનો એક થઇ ગયો, અને ઇસ્લામી સંગઠનમાં-આ પુરાણા અને નવા પક્ષો રૂપી જે ભયંકર ફાટ પડી હતી તે સધાવી શુરૂઅ થઈ; દશકાઓના અબોલા દિનોમાં દૂર થઇ ગયા; એકમેકથી દૂર ભાગતા હતા તે દૂર થઈ ગયું અને એવો ગાઢો અને

પ્રેમાળ સહકાર થવા લાગ્યો કે જેણે મુસ્લિમ-હિન્દના આસમાન ઝમીન ફેરવી દીધાં, અને તેમાં એવો નવો યુગ ઉગી ગયો કે ફાટો અને ફુટો ઉપરજ પોષાતી અને પળાતી નવકરશાહીના પેટમાં ફાળ પડી ગઈ. પુરાણાઓ નવાઓને ઝટઝટ અપનાવવા લાગ્યા; નવાઓ ઝટઝટ પુરાણા બનવા લાગ્યા ! હાય તે વકીલો, બેરિષ્ટરો, જજો, પ્રોફેસરો, તંત્રીઓ વગયરહની વધતી ગયલી દાઢીઓ અને કતરાતી રહેલી મુછો ! મુહમ્મદ અલીની મહત્વતા એકલી એક એજ ખિદમત વડે આંકનાર હોય તે સ્હેજે આંકી સકે છે.

## અસાહકાર ચળવળ

અસહકારની ચળવળમાં મુહમ્મદ અલીની કુર્બાનીઓ અને ખિદમતો એટલી મ્હોટી અને વિશાળ છે કે તેમને આ ટુંક પ્રકરણમાં ન્યાય આપી સકાવો અશક્ય છે પણ તે, અલહમ્દુ લિલ્લાહ, એટલી મશહુર અને માન્ય સુધ્ધાં છે કે અહિં લંબાણથી વિસ્તારાવાની મુહતાજ પણ નથી. ગાંધીજી સાથે તેમણે આખા દેશમાં રખડી રઝળી જે એકતા, સંપ, પ્રેમ અને આત્મભોગનું વાતાવરણ પયદા કર્યું હતું તે વિસરાય કે ભુંસાય નહિ એવો અમર ઇતિહાસ છે. તેઓ લોકપ્રિયતામાં તે વેળાએ કોઇથી પણ ઉતરતા હોય તો તે ગાંધીજીથીજ. રાજ્યે પોતાની કુસેવા માટે તેમને બે વર્ષની સખ્ત સઝા કરી જે ભરી આવ્યા પછી દેશે, પોતાની એ સેવા બદલ તેમને કોંગ્રેસના પ્રમુખ બનાવ્યા. આમ, શાનદાર સેવા અને શાનદાર ભોગ, શાનદાર બદલા વડેજ સ્વિકારાયા !

દેતે હંય બાદા ઝર્ફ કદહખાર દેખકર !

કયદમાંથી બાહિર આવ્યા પછી ખિલાફતવાળી ઐતિહાસિક અને રાક્ષસી

ખિયાનત દેખીને, અસહકારની છાવણીમાં "ફેરીઆ" અને "નાફેરીઆ" પક્ષો પડેલા જોઈને તેમજ શુધ્ધિ અને સંગઠનની ચળવળથી મહાશ્રમે સંધાયલી અમોલી હિન્દુ–મુસ્લિમ એકતાનો નાશ થઈ રહેલો નિહાળીને મુહમ્મદઅલીનું હૈયું ખુબ રડયું. ખિલાફતનું ગુંચવાયલું કોયડું ઉકેલવા માટે તેમણે કરી સકાય તેટલું કર્યું. રાષ્ટ્રીય છાવણીમાં તેઓ "ના ફેરીઆ" રહી ગાંધીજીને વફાદાર રહ્યા. અને હિન્દુ–મુસ્લિમ ઐકય કાઈમ રાખવા માટે તો તેમણે અવધિજ કરી. એક દેશ બંધુ દાસ સિવા તેમનું અનુકરણ કરનારા દેશમાં તે વેળા એ હિન્દુઓમાંથી કોઈ નીકળ્યું હોત–ગાંધીજી કંટાળો ખાઈ મોન ધારણ કરી બેસ્યા હતા–તો કદાચ એ હિન્દુ–મુસલમાન વેર ઝેર આગળ વધવા પામ્યા ન હોત. મુહમદઅલીએ મુસલમાનોને સખ્તીથી સંબોધવા માંડયા, અને પોતાની રજે રજ લોક પ્રિયતાના દામે એ ગુમ થતી જતી હિન્દુ–મુસ્લિમ એકતા ખરીદવાની કોશિશો કરી. સોદામાં તેઓ નિષ્ફળે નીવડયાઃ—

> શિકસ્તો ફત્હ નસીબોંસે હય, વલે અય મીર !
> મુકાબિલા તો દિલે નાતવાંને ખુબ કિયા !

આહ ! દેશમાં જો તે વેળાએ આ વીર માન–ત્યાગી જેવા ભાનીઓ પાંચ છજ નીકળી પડયા હોત ! પણ દુઃખી હિન્દુસ્તાનના નસીબનાં લેખાંજ જુદી દિશાએ લખાયાં હતાં. મુહમ્મદઅલીએ, એ ગડમથળમાં બહુ ખોયું. તનદુરસ્તી ખોઈ, મિત્રો ખોયા, સમય ખોયો, ચયન અને આરામ ખોયા. પણ પોતાની લોક પ્રિયતા ખોઈ તે એવી ખોઇ કે મરણ પર્યંત પછી મેળવી સકાઇ નહિ; અને તે ઘણી કોશિશો કર્યા છતાં.

રહી રહીને, એ અપ્રિયતા ઉલ્ટી વધતીજ ગઈ. મુસલમાનો ઉપરાંત હિન્દુઓમાં પણ પ્રસરી ગઇ, જ્યાં ત્યાં અને બધે બધ મુહમ્મદઅલી અળખામણા હતા; જ્યાં ત્યાં અને બધે બધ આળો અને ગાળો હતી.

ઝાહિદે ગોશાનશીને મુજહે કાફિર સમજહા,
અવર્ કાફિર યે સમજહતા હય, મુસલમાન હું મંય !

કોઇએ સાથ ન દીધો તો ન દીધો પણ કોઇએ આ કીમતી રાષ્ટ્રીય સેવાનો સ્વિકાર સુધાં નહિ કર્યો. અને અફ્સોસ સહિત કહી દેવું પડે છે કે એ પણ ખરૂં છે કે આજ લગી પણ તેમની અફળ ગયલી એ કોશિશો તરફે કોઇ જવાબદાર દેશ નેતાની આંખ ચોંટી નથી.

"કૉમરેડ" અને "હમદર્દ" ને ફરીવાર જારી કરવાનો મૂળ હેતુ પણ એજ પ્રયત્નો હજી વધુ પ્રસારવા અને આગળ ધપાવવાનો હતો. તેમાં પણ તેઓ હજી વધુ ખોતા અને હજુ વધુ બદનામ થતા ગયા. અંતરના આશાનો એ સર્વના પરિણામ રૂપ અત્યંત ક્રુર હતા. તેમનો સ્વમત પ્રેમ તેમને જુદીજ દિશાએ લઇ ગયો. દેશબંધુઓએ જે નહિ સ્વિકાર્યું તે દેશે ખોયુ. એ ખોટનો માપ, આજની આઝાદીના પાણીપતો અને પ્લાસીઓની મધ્યમાં આપણે હજી હોવાથી, આપણે નજ કાઢી સકીએ. ઇતિહાસ હજી ઘડાઇ રહ્યો છે ત્યાં તે આલેખાય કે લખી કેમ સકાય ? ખયર્ નહિ સ્વિકારાયલી છતાં અને નહિ ફળેલી છતાં, એ પણ એમની ખિદમત્ હતી.

એજ અસહકારની ચળવળ દરમિયાન તેમણે **જામિઅહ્એ મિલ્લીયહ**–મુસ્લિમ નેશનલ યુનિવર્સિટી અલીગઢ ખાતે સ્થાપી અને પોતે પણ એક શિક્ષક તરીકે ત્યાં કેટલાક સમય લગી કામ કર્યું

એ પોતાની અલીગઢ કોલેજને, સરકાર સાથે અસહકાર નહિ કરવાની હઠ માટેનો તેમનો જવાબ હતો. આ હામ અને સાહસ માટે, પોતાની કોલેજ-માતા પ્રત્યે આવા ઉઘાડા બંડ અને આવી બેલગામ ગુસ્તાખી માટે, પોતાના પુરાણા મુરબ્બીઓ, મિત્રો અને સહચરો તરફથી ઘણું સાંખવું ને સાંભળવું પડ્યું. તેઓ ઘણા વગોવાયા અને અપ્રિય થયા; ખુસુસન એટલા માટે કે અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીનો પાપ બનારસ હિન્દુ યુનિવર્સિટીનો પણ હતો અને ત્યાં એવી કોઇ હરીફ સંસ્થા સ્થાપવાનું નામ પણ દેતું કે લેતું નહતું. મુહમ્મદઅલીની "જામિઆ" આવા વિરોધ અને ગયર્ અનુકુળ વાતાવરણમાં જીવી ગઈ અને ચમકી ઉગરી. તેને બે વર્ષ પછી વધુ વિકસાવવા અર્થે દિલ્લી ખસેડવામાં આવી. અને તે ત્યાં ખુબ ખુબ વિકસી. ઘણી આર્થિક મુશ્કિલીઓમાંથી પસાર થઈ થઇ ફૂલી. હજી ફૂલી રહી છે. તે વેળાના, દેશના તઅલીમી ઈન્કિલાબ ને અંગે, દેશમાં "વરસાતના કીડાઓ" પેઠે ઠેર ઠેર ફુટી ઉગેલી બેશુમાર શાળાઓ અને પાઠશાળાઓ કોરે રહી; બીજી જવાબદાર-ગાંધીજીની ગુજરાત વિદ્યાપીઠ જેવી-સંસ્થાએ પણ અનેક હતી અને એવીઓમાં, "જામિઆ" એક હતી. લગભગ એ સઘળી હતી ન હતી થઈ ગઇ, વિસ્મરણમાં અલોપ થઇ વિસરાઇ ગઇ. હદ થઈ કે ખુદ "ગુજરાત વિદ્યાપીઠ" હચુ પચુ છે. પણ "જામિઆ" કેટલાક નિઃસ્વાર્થી સેવકોના શ્રમોને પ્રતાપે ખરા ધોરણ ઉપર કામ કરી રહી છે અને મુસ્લિમ હિન્દની નેક નામી પણ વધારી રહી છે અને સ્વતંત્ર તઅલીમી ધોરણનો માર્ગ પણ દેખાડી રહી છે. અને એ, અલીગઢ કે દેવબંદ કે નદવહ કે અન્ય કોઈ પણ તઅલીમી સંસ્થાને કનડયા કે આડે આવ્યા વિના. અલ્લાહ પાક એને આગળ એને

આગળ ધપાવો! આમીન–કે અમારા મર્હુમ નેતાની એ ઉત્તમોત્તમ યાદગાર, તેમનું સૌથી વધુ મુનાસિબ સ્મારક છે અને રહેશે. હિન્દીઓ કે મુસ્લિમો બીજું ગમે તે કરે તોય અને કંઇ નહિ કરે તોય. અલ્લાહુ અકબર! પોતાનું સ્મારક પોતેજ કરી ગયા.

"મવલાનાઓ' અને "મિસ્ટરો" ના મિલનની નોંધ ઉપર લેવાઇ ગઇ. તેના સુંદર અને નેક પરિણામ ઉપર ટીકા થઇ ગઇ. "મિસ્ટરો"ના દિયાનત પ્રત્યેના અને "મવલાનાઓ"ના સિયાસત પ્રત્યેના આકર્ષણનું એકજ સુંદર ઉદાહરણ, કરાંચીના યાદગાર કેસમાંથી મળે છે. તેના છ અપરાધીઓમાંના એક–શ્રીશંકરાચાર્યજી–હિન્દુ હતા અને તેમને છોડી મુકવામાં આવ્યા હતા. બીજા ડૉ. સયફુદ્દીન સાહબ કિચ્લુ, ઇશ્કના તેવાજ અપરાધના પુનરાવર્તન માટે આજે પાછા કયદમાં સડી અને સબડી રહયા છે. (અલ્લાહ એ મઝલુમને સબ્ર અતા કરો! આમીન.) બાકીના ચારમાં બે અહમદો, હુસયન્ અને નિથાર તથા બે અલીઓ. શવકત અને મુહમ્મદ હતા. કહેવાની ઝુરુરત નથી કે પહેલા બે "મવલાનાઓ" હતા અને પાછલા બે "મિસ્ટરો" હતા. મુસલ્માન સિપાહીઓ પોતાની આસ્થા અને માન્યતાને ભોગે, પોતાને અનંતકાળના જહન્નમ વાસીઓ બનાવી દેવાના જોખમે–વીસ વીસ પચ્ચીસ પચ્ચીસ રૂપરડીના કે તેથી વધુના માસિક પગારે બંધાઇ—મુસ્લિમ પ્રદેશો સર કરવા અને પોતાના ધર્મબંધુઓને કાં મારવા કાં તેમને હાથે મરવા જવા બંધાયલા છે કે નહિ એ ગંભીર દીની સિધ્ધાંત અને સવાલ, એ કેસનું કારણ હતું.

હઝરત મવલાના હુસયન અહમદ અને મવલાના નિથાર અહમદના ભેગા ધર્મજ્ઞાનના, અને મેસર્સ શવકતઅલી અને મુહમ્મદઅલીના

ભેગા રાજદ્વારી ભાનના, વફાદાર અને નિડર સહકારે મુહમ્મદ અલીની આજોડ શૈલિ અને વાણીદ્વારા છડેચોક અદાલતની ભરસભામાં- તેમજ દેશ આખાના કાનો સમક્ષ— આત્મા અને ધર્મની આઝાદીની એ ગંભીર ગુંચો દેવી સ્પષ્ટતાથી ઉકેલી તે, હિન્દી આઝાદીના ઇતિહાસનું એક કિર્તિવંત પ્રકરણ છે. તે ક્યારે લખાશે ત્યારે સોનેરી અક્ષરેજ લખાવુ જોઇશે. એ પણ આપણા એ વીર અમીરની એક ખિદમત હતી.

દિલ્લીની યુનિટી કોન્ફરન્સ, દિલ્લીની ઓલ પાર્ટીઝ મુસ્લિમ કોન્ફરન્સ, લાહોરની ખિલાફત કોન્ફરન્સ, કલકત્તાની મુસ્લિમ લીગની બેઠક વગયરહમાં તેમના ખિદમત-ફાળાઓ ઉપર, સ્થળ સંકોચને કારણે, અહિંટીકા કરી સકાતી નથી. અને તેવીજ રીતે, મુસ્લિમ પ્રજાઓના પ્રતિનિધિયોની મક્કહ મુકર્રમહમાં, સુલતાન ઇબ્ને સુઉદે ગોઠવેલ પરિષદમાં તેમણે ભજવેલ અગત્યનો ભાગ પણ અડક્યા વિનાજ પડતો મુકવો પડે છે.

ચાલુ અસહકારની પ્રવૃતિમાં મુહમ્મદ અલીનો વિરોધ ઘણી રીતે હૃદયદ્રાવક હતો. મહાત્મા ગાંધીજી, મવલાના અબુલકલામ, ડૉ. અનસારી, ડૉ. કિચ્લુ, મવલાના ઝફરલમુલ્ક, મવલાના અબ્દુલમાજિદ, મુફ્તી કિફાયતુલ્લાહ, મવલાના હુસયન અહમદ, પંડિત મોતીલાલ, પંડિત જવાહિરલાલ વગયરહ, વગયરહ અનેક ગઇ કાલના અંગત મિત્રો, આદર્શ રફીકો અને કવમી તથા મુલ્કી ખિદમત-સહચરો સાથે તેમના તીક્ષણ મતભેદો, દેશ માટે કેટલા શોચનીય છે તે કહેવાની ઝુરૂરત નથી. ચાલુ ચળવળમાં જો તેઓ જોડાયા હોત તો તે કેટલા અનંદનો પ્રસંગ થાત. પણ કૌતુક એ

મિસરની ખંડણી—અયતુલ્લાહનો તુહફો



મિસરના પ્રિન્સ મુહમ્મદઅલી પાશાએ મવલાનાના જનાઝા ઉપર મુકેલ, કઅબતુલ્લાહ શરીફના ગિલાફનો ટુકડો, યરૂશલમના મુફતી સાહબ અને મવલાના શવકતઅલી, તે પકડીને ઊભા છે. મસ્જિદે ઉમરનું જરતકામમાં ગુંથાયલું ચિત્ર તેમાં સાફ નઝરે પડે છે

## મસ્જિદે ઉમર આગળ



મસ્જિદે ઉમરનું છત્રીસ એકરનું વિશાળ ચોગાન, મહાન મેદનીથી ઠેકઠેક ભરાઈ ગયું હતું. જનાઝો નમાઝ માટે મસ્જિદે અકસા તરફ જઈ રહ્યો છે.

થયું કે ગઇ કાલના એ મિત્રોથી આજે તેમનું મુખાલીફ થવું, ગઈ કાલના હડહડતા દુશમનો માટે આજના મિત્રો બની બેસવું થઈ ગયું. જો કે એ એક ઉઘાડો ઢોંગ હતો. મુહમ્મદઅલીને નઝરબંદીમાં ફસાવનારાઓ અને જેલમાં જોઈ ખુશ થનારાઓ, નવકર શાહીના પગાર વિનાના ગોઅદારો અને નવકર શાહીની "હા" માં "હા" ભરનારાઓ, મુહમ્મદઅલીના મિત્ર કેવા? ખરેખર, તે એક કૌતુક માત્ર હતો; નર્યો ઢોંગ હતો, બીજું કશું નહિ.

સાઇમન કમીશનનો—અને એક ઝબાન સિવા બીજા લગભગ સર્વસ બ્રિટિશનો—બૉયકૉટ કરનાર મુહમ્મદઅલી જ્યારે રાઉન્ડ ટેબલમાં જવા તૈયાર થયા—મરણતોલ બીમારીની દશામાં તૈયાર થયા—ત્યારે પુરાણા મિત્રો ઉપર જાણે તે, એક વધુ ફટકો હતો. ગમે તેવા મતભેદ હોય, પણ આ શું?

જિસકો હો દીનો દિલ અઝીઝ,
ઉસકી ગલીમેં જાએ ક્યું?

નો કહેનાર આ ક્યાં, કોની "ગલી"માં જઈ રહયો છે? ગરીબ ઉપર શી શી શંકાઓ થઈ, બુહતાનો ઠોકાયાં. આળો અને ગાળો અપાઇ.

આ લખનાર વિશ્વાસપાત્ર સાધનો ઉપરથી કહી સકે છે કે મુહમ્મદઅલી "ગોળમેઝ"માં કે વિલાયત નહતાજ જવા માગતા. તેમને પોતાના મરણની આગાહી હતી અને છેલ્લી પળો શાન્તિમાં ગુઝારવા ચાહતા હતા. પરંતુ શૌકતનો પ્રેમ તેમના અટલ નિશ્ચયને ડગાવી સકયો. એકલી શૌકતનીજ હઠ મુહમ્મદને હરાવી સકે એવી હતી. અને તેમજ કરવાનું કર્યું. તેઓ કબુલ થયા, પરંતુ વારંવાર કહેતા હતા કે:

"શવક્તભાઠકો યે કયા હો ગયા 'હય, કે સમજહાય નહીં સમજહતે, અયસી હાલતમેં મુજહે ધસીટે જાય રહે હંય."

પરંતુ જે થયું તે સારા સારૂજ થયું. ગોળમેઝમાં તેમનું ભાષણ, તેમના સૌથી સરસ ભાષણ તરીકે નહિ, પરંતુ સૌથો યાદગાર ભાષણ તરીકે લાંબા કાળ લગી યાદ રહી જશે. એ પરિષદના ડઝનો ભાષણોમાં તે, હિન્દી પક્ષ તરફનું સૌથી સુંદર અને સૌથી વધુ રોકડીરૂં હતું તેમાં તો બે મત છેજ નહિ. પોતાના મુલ્ક અને પોતાની મિલ્લત માટેના એ છેલ્લા વારસામાં તેમણે પોતા પ્રત્યેના પોતાના ગઇ કાલના મિત્રો અને આજના મુખાલિફોના તેમજ ગઇ કાલના મુખાલિફો અને આજના મિત્રોના સઘળા ભ્રમોનું સ્પષ્ટ ખંડન કરી દીધું. "અમે કો ના પ્રતિનિધિ છીએ તે અમે જાણુતા નથી." "આ પરિષદ નિષ્ફળ નીવડી તો હિન્દુસ્તાન ગયુંજ જાણજો." હિન્દુ-મુસલમાનોને માંહે માંહે લડાવીને હવે હિંદમાં રાજય કરવાના દહાડા ગયા." એક અલ્લાહ સિવા હું કોઇ અન્યની સત્તા કે રાજય સ્વિકારતો નથી."

"ત્રીજા જયોર્જે અમેરિકા ગુમાવ્યું, પાંચમો જયોજ હિન્દ બચાવશે એવી આશા રાખું છું." "કાં મને મ્હારા દેશની આઝાદી આપો કાં તમારા દેશમાં કબર! કારણકે એક ગુલામ દેશમાં જીવવા કરતાં એક આઝાદ દેશમાં મરવું હું વધારે પસંદ કરૂં છું." "જો હું આઝાદી વિના હિંદ પાછો ફર્યો તો જાણજો કે હું ખરેખર તેમની સાથેજ સીધો ઉભો રહીશ જેમની સાથે આજથી દશ વર્ષ ઉપર હતો."

વર્ષો લગી મુહમ્મદઅલીને ગાળો ભાંડી ભાંડી હવે એકાએક તેમની ઉપર પ્રેમના ઉભરા કાઢવામાં આવેલા

રોડીઓ, પદ્રિ પૂજકો, ખિતાબ શોધકો, શરીઓ અને શફાઅતો આને માટે શું કહે છે? કાં તેમણે પોતાનો દંભ અને ઢોંગ સ્વિકારેજ છુટકો કાં પોતાના રાજયદ્વારી રંગ અને ઢંગ બદલ્યેજ આરો! રાઉન્ડ ટેબલમાં જવાને બદલે જો તેઓ જેલ ગયા હોત ત્યારે આ ઉભરા કદચ નહિજ ઉભરી પડયા હોત. કારણકે અગાઉ જેલ ગયા હતા ત્યારે આ પ્રેમ ઉભરા નહતા અને અગાઉ નઝરબંદ થયા હતા અને આખો દેશ છોડવવા ઉભો થયો હતો ત્યારે આ ખુશામદીઆ ચુપજ ન હતા, ન છુટે એમ પણ ઇચ્છતા હતા.

હા, ગઈ કાલના મિત્રોએ તો એ ભાષણમાં પુરાણું ખમીર પુનઃ સુંઘી લીધું; તેમાંથી પ્રેરણા લઇ વધુ ત્વરાએ મન્ઝિલ ખોળવા કામે મંડી ગયા. તેમણે જોઇ લીધું કે જે તેમનો હતો તે તેમનોજ રહ્યો અને તેમના તરીકે મર્યો. મતભેદો હતા તે ક્ષણિક હતા. આદર્શ-ભેદો ન હતા. તેઓ તેના આત્માને સલામ કરે છે અને હાર્દિક માન અને પ્રેમની ખંડણીઓ આપે છે. આઝાદીના અને સ્વમાનના તેના આદર્શો ફાળવામાં લીન રહી, જે સેવામાં તેણે જાન કુર્બાન કર્યો તેજ સેવામાં પોતે પણ જીવ હોમી દેવા તત્પર રહી તેઓ, તેની સુન્દર યાદ ઉજવી રહ્યા છે. ફઅ તબિરૂ યા ઉલિલઅબસાર! અલ્લાહ તેને પોતાની રહમતથી નવાઝો! તેના કુટુમ્બજનો અને તેના ખરા પ્રેમીઓને તેની જુદાઇનો સબ્ર તથા એ સબ્રનો અજ્ર અતા કરો!

વસ્સલામુ
અલા મનિત્તબઇલ હુદા,

# નિદાએ મિલ્લત

ના કાવ્ય-કુંજમાં ઉર્દુ-દુન્યાના ઉત્તમોત્તમ કવમી અને મુલ્કી શાઈરોની ૪૪ મશ્હૂર અને મનહર નઝમોનો સાગર સમેટી ભરવામાં આવ્યો છે.

## ૬ સુંદર ફોટાઓ સહિત

કીંમત માત્ર ત્રણ આના ( પોસ્ટ સહિત )

સંગ્રહક:-નાદી    પ્રકાશક:-એમ. એફ. સૈયિદ

ભાગાતાલાબ રોડ, સુરત.

મવલાના

# મુહમ્મદ અલી

કવિ પણ હતા, તેમની કાવ્ય પ્રસાદીઓ લગભગ સઘળી ફિરંગી કયદમાંજ લખાયલી છે. વકતા તરીકે જેમ તેઓ હર હમેશ તાઝા, અજોડ અને આશાવાદી હતા. તેમ શાઇરિ તરીકે પણ તેઓ તેનાથીએ વધુ તિક્ષણ અને મનહર છે.



કવમી અને મુલ્કી જાગૃતિના એ કાવ્ય-પાઠો માટે વાંચો-

# કેદીના કાવ્યો

---

ગુજરાતી લિપિયાન્તર અને ગુજરાતી ભાષાન્તર

ઉપયોગી અને રસીલી પ્રસ્તાવનાઓ સહિત

કીમત—૬ આના.

એમ. એફ. સૈયિદ

ભાગાતાલાબ, સુરત.